સોલ એજંટ્સ:

**શંભુલાલ જગશી શાહ**

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રોડ, અમદાવાદ

## અનુક્રમણિકા

વિષય



ગોતાર[illegible] પ્રિંટિંગ પ્રેસમાં શનાભાઈ [illegible]
માટે છાપ્યું તા. ૬:૧૨:૩૧

# નિવેદન

ઇ. સ. ૧૯૧૧માં મારે ઘર છોડવું પડ્યું, ૧૯૧૨માં અંગ્રેજી રાજ્ય છોડી પાંદિચેરી જઇ રહેવું પડ્યું ને ૧૯૧૩માં દેશ છોડી પૂર્વ આફ્રિકામાં જઇ રહેવું પડ્યું. તે પણ અંગ્રેજની મિલ્કત, એટલે ત્યાંથી પણ ખસવું પડ્યું ને જર્મન પૂર્વ આફ્રિકામાં જઇ રહેવું પડ્યું.

ત્યાં પ્રમાણમાં દુનિયાની ગડમથલ બહુ ઓછી, એટલે પ્રમાણમાં શાન્તિ વધારે. તેમાંયે ૧૯૧૪માં યુરોપનું મહાયુદ્ધ સળગ્યું, એટલે તો લશ્કરી સિવાય સૌ ગડમથલ એકેવારે શાન્ત થઇ ગઇ! એ દેશની ઉત્તરે અંગ્રેજી, પશ્ચિમે બેલ્જીયન અને દક્ષિણે ઇટાલિયન મુલ્ક–એ સર્વે [illegible]ના મુલ્ક–આવ્યાથી અને પૂર્વમાં હિંદી મહાસાગર આવ્યાથી બહારના જગત સાથેનો અમારો સર્વ વ્યવહાર બંધ થઇ ગયો. તાર ટપાલ બંધ થઇ ગયાં, આગબોટો બંધ થઇ ગઇ, વેપાર રોજગાર બંધ થઇ ગયા. જાણે સંસારવ્યવહાર ઘડીભર થંભી ગયો!

આ સ્થિતિમાં બે વર્ષ અમે સૌએ ત્યાં ગાળ્યાં. સદ્‌ભાગ્યે કુટુમ્બ સાથે હું હતો, એટલે એટલા [illegible]ને નિશ્ચિન્ત હતો. નોકરીધંધો કે કશું કરવાનું હતું નહિ, હતું માત્ર વાંચવાનું. હતાં એટલાં પુસ્તકો થોડા જ વખતમાં વંચાઇ રહ્યાં, નવાં તો મળે એમ હતાં નહિ. પણ કંઇ પણ ઉદ્યોગ વિના તો જીવનનિર્વાહ કેમ થઇ શકે? વિચાર સુઝ્યો કે જર્મન ભાષા શીખી લેઉં ને તે શીખી લીધી. પણ તેમાંય કેટલો વખત જાય? મિત્રો મળી કંઈ વાતો કરીએ કે ચર્ચા કરીએ, યુદ્ધ સંબંધે ગપ્પાં પણ મારીએ. આવે સમયે એકાન્ત મળતે યુદ્ધ અને તેની ક્રૂરતા સંબંધે ખૂબ વિચાર આવતા. યુદ્ધ થતા પહેલાં ટૉલ્સ્ટોયનું એક પુસ્તક વાંચવા મળેલું, તેના વિચારોનું ખૂબ મનન થવા લાગ્યું. એ બે વર્ષોમાં ખૂબ નવા નવા વિચારો આવ્યા ને તેનું મનન થયું. આ પત્રો એ બે વર્ષના મનનનું પરિણામ છે. આખા જીવનમાં આ બે વર્ષના જેવો શાન્તિલાભ મને કદી મળ્યો નથી. એ સમયને માટે હું ભાગ્યશાળી છું.

૧૯૧૬માં એ પ્રદેશ અંગ્રેજે જીત્યો ને ત્યાર પછી એ લશ્કરી વહીવટના પ્રદેશમાં રહેવું મને સલામત ન લાગ્યાથી સરોવરને ઉત્તર કંઠે આવેલા જિંજા બંદરમાં જઇ રહ્યો. એ પણ અંગ્રેજનો મુલક, પણ ત્યાં તે વારે લશ્કરી વહીવટ નહોતો. જોકે ત્યારે પણ પોલીસ તો મારા ઉપર નજર રાખી રહી હતી અને એ તો અહીં દેશમાં આવી શાન્તિનિકેતનમાં રહ્યો ત્યારે અને પછી અહીં આણંદમાં આવી રહ્યો, ત્યાં સુધી પણ રાખી રહી હતી. પણ જિંજામાં બીજી રીતે શાન્તિ મળી હતી અને વળી આર્થિક ચિન્તા ટળી હતી, એટલે વધારે નિશ્ચિન્ત હતો. આથી અહીં પણ મનન કરવાનો પુષ્કળ અવકાશ મળતો. જિંજામાં જતાંજ લંડનથી ટોલ્સ્ટોયનાં મળ્યાં એટલાં બધાં –યુદ્ધને લીધે બધાંય નહોતાં પ્રકટ થઇ શક્યાં, છતાં મળ્યાં એટલાં બધાંય– પુસ્તક મંગાવી લીધાં ને વાંચ્યાં. એથી મનન કરવાનું ઘણું જ મળ્યું. એવે સમે સદ્‌ભાગ્યે ભારતમાં ગાંધીજીના માહાત્મ્યનું પ્રકટીકરણ થતું હતું અને તેથી મારા વિચારોને પુષ્ટિ મળ્યે જતી હતી. એકાદ માઇલ દૂર નીલ નદીના મૂળ આગળ–રિપન ફોલ્સ ઉપર–અનેક વાર જતો અને ત્યાં તટ ઉપરની શિલા ઉપર શાન્તિમાં કલાકો પડી રહી મનન કરતો. અને

અહીં મેં વિચાર્યો, ઋષભૂમિ તણા સાધુજનને,
અહીં મેં તો જાણ્યો, ભરતભૂમિના સાધુજનને.

અને એમ વિચારતે વિચારતે પ્રસંગ મળ્યો, એટલે ૧૯૧૮માં આ પત્રો લખ્યા. એ પત્રો લખાયે બાર બાર વર્ષ વીતી ગયાં છે. એમાં જણાવેલા મારા વિચારોમાં હજી કંઇ ફેર થયો નથી. બેશક વાચકને એમાં મતભેદ હશેજ, પણ મારા વિચારો તે વારે કેવા હતા, તે જાણવાને માટેજ કેટલાક મિત્રોની સૂચનાથી આજે એ પત્રો જનસમાજ આગળ મુકું છું.

'પાટીદાર'મંદિર, આણંદ
કાર્તકી પુનેમ, ૧૯૮૬

**નરસિંહભાઇ પટેલ**

# આફ્રિકાના પત્રો

## ૧. ભૌગોલિક

જીંજા, તા. ૨૭ : ૧૦ : '૧૭

ભાઇ રમણ,

આજે તમને આ દેશની સ્થિતિ સંબંધે કંઇક લખવા વિચાર થાય છે. પૃથ્વીનો સર્વથી ઓછો ખેડાએલો આ આફ્રિકા ખંડ છે. પચાસ વર્ષ પૂર્વે આફ્રિકાનો કિનારો છોડીને કોઇ યુરોપિયન અંદર ભાગ્યેજ આવતો અને શોધક મુસાફરો અતિ સાહસથીજ અંદરનાં ધાડાં અને ભયંકર જંગલોમાં પ્રવેશ કરતા.

તો પણ ઘણા જમાનાઓથી આરબ મુસાફરો આફ્રિકાના અંદરના ભાગોમાં ફરતા અને વેપાર કરતા. મુસલમાન ધર્મની જાહોજલાલીના કાળમાં જેમ એ લોકો દુનિયાના ઘણા ભાગો પર ફરી વળ્યા હતા, તેમ આફ્રિકાના કેટલાક ભાગોમાં પણ તે ફરી વળ્યા હતા અને દૂર દૂરના ભાગોમાં સંધ્યાકાળે મસ્જીદોમાં બાંગો સંભળાતી. આજે પણ આફ્રિકામાં મુસલમાન ધર્મ પાળનારની સંખ્યા ઘણી મોટી છે.

વળી હિંદુઓ પણ પૂર્વ કાળમાં આ ખંડના અંદરના ભાગમાં દૂર સુધી પ્રવેશેલાનાં ચિહ્નો મળી આવે છે. આ જમાનામાં વિક્ટોરિયા ન્યાંઝા સરોવર શોધી કાઢનાર કર્નલ સ્પીક પોતાના 'The Sources of the Nile' નામના ગ્રંથમાં આમ લખે છે:

"Before leaving Zanzibar Colonel Rigby, the British Cousul at Zanzibar, gave me a

most interesting paper with a map attached to it about the Nile and the Mountains of the Moon. It was written by Lieutenant Wilford, from the 'Purans'[1] of the ancient Hindus. As it exemplifies to a certain extent, the supposition I formerly arrived at concerning the Mountains of the Moon being associated by the Country of the Moon.

"It is remarkable that the Hindus have christened the source of the Nile' Amara' which is the name of the country at the north-east corner of the Victoria Nyanza. This, I think, shows clearly that the ancient Hindus must have had some communication with the northern and southern ends of the Victoria Nyanza.

(જંગબારથી હું નિકળ્યો, ત્યારે ત્યાંના બ્રિટિશ કોન્સલ કર્નલ રિગ્બીએ મને નીલ નદી અને ચંદ્રગિરિ વિષેનો સુંદર લેખ આપ્યો, તેની સાથે એક નકશો પણ હતો. એ લેખ પ્રાચીન હિંદુઓનાં 'પુરાણ'ને[1] આધારે લેફ્ટેનંટ વિલ્ફર્ડે લખ્યો હતો. ચંદ્રદેશની સાથે સંબંધ ધરાવતા ચંદ્રગિરિ વિષેની જે કલ્પનાઓ મેં પૂર્વે કરેલી તેને આથી ટેકો મળ્યો.

નોંધવા જેવી વાત તો એ છે કે હિંદુઓએ નીલ નદીના મૂલ-પ્રદેશનું, એટલે કે વિક્ટોરિયા ન્યાંઝા સરોવરને ઇશાન કોણે આવેલા પ્રદેશનું નામ 'અમર' પાડેલું હતું. વિક્ટોરિયા ન્યાંઝા સરોવરના

[1] આ પુરાણો વિષે કોઇ ભાઇ શોધ કરીને કંઇ માહિતી આપશે?

ઉત્તર અને દક્ષિણ પ્રાન્તો : સાથે પ્રાચીન હિંદુઓને કંઇક સંબંધ હોવો જ જોઇએ એમ આ ઉપરથી સ્પષ્ટ રીતે લાગે છે.)

તે પુસ્તકમાં કર્નલ સ્પીકે ઉપર જણાવેલો નકશો જોડ્યો છે અને તે ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય છે કે તે વખતનું હિંદુઓનું અમર સરોવર તેજ આ દેશનું વિકટોરિયા ન્યાંઝા છે; કારણ કે તે કાળના નકશામાં અને આજના નકશામાં તે સરોવરના આકારમાં બહુ થોડો જ ફેર છે. લેફ્ટેનન્ટ વીલફર્ડે એ હકીકત અને નકશો કયા પુરાણ ઉપરથી લીધાં તે મને ખબર નથી.

વળી અહીં બે તો મેરુ પર્વતો છે, એક કીલીમાન્જારો પર્વતની દક્ષિણે અને બીજો નેરોબીની ઉત્તરે. અને એક પ્રદેશનું નામ શર્મસ્થાન (?) છે. અહીં સિંહો અતિ પ્રાચીન કાળથી છે, છતાંયે તેનું નામ સિંબા (સંસ્કૃત: સિંહ) સિવાય બાજું છેજ નહિ. આથી અનુમાન થાય છે કે હિંદુઓ પ્રાચીન કાળથીજ આ ખંડમાં આવેલા અને કિનારો છોડી અંદર પ્રવેશેલા. કહેવાય છે કે વાસ્કો ડી ગામાને આફ્રિકાને કિનારે આવ્યા પછી હિંદુ ખલાસીઓએ[1] જ હિંદુસ્તાનનો માર્ગ દેખાડેલો; પણ આ બધી વાતો અનુમાનની છે અને વળી ઇતિહાસની છે એટલે અહુણા તે છોડી દેઉં છું.

અર્વાચીન સમય ઉપર આવીએ તો આ અમર સરોવરને યુરોપિયનોમાં પ્રથમ કર્નલ સ્પીક નામના એક શોધકે ઇ. સ. ૧૮૫૭માં શોધી કાઢ્યું. ઝાંઝીબારથી આફ્રિકાના કાંઠા ઉપર બાગામોયો નામે શહેરમાં તે ઉતર્યો અને પોર્ટરોની મોટી સફર લઇને પશ્ચિમ તરફ ચાલ્યો. કેટલેક માસે તે ફરતો ફરતો મુઆન્ઝા આવ્યો. અહીં આગળ તેની દૃષ્ટિ અમર સરોવર ઉપર પડી અને યુરોપિયન શોધકોમાં એવી વાત ચાલતી કે આફ્રિકાના મધ્ય પ્રદેશમાં

---

[1] કાના ખલાસીએ.

એક મહાન સરોવર છે તે વાત આમ ખરી નીકળી. એ સરોવરનું નામ વિક્ટોરિયા ન્યાંઝા પડ્યું. મુઆન્ઝામાં હું ત્રણ વર્ષ રહ્યો છું. ત્યાંનાં હવા પાણી સારાં નથી. મલેરિયાનો તાવ મને ચાલુ રહેતો. નકશામાં જોશો તો મુઆન્ઝા વિક્ટોરિયા ન્યાંઝાને આગ્નેય કોણે દેખાશે.

વિક્ટોરિયા ન્યાંઝાની ઉત્તર દિશાએ દૃષ્ટિ કરો. નીલ નદી એ સરોવરમાંથી નિકળે છે. ત્યાં જ આગળ જીંજા ગામ છે, તે તમારા નકશામાં હશે કે વખતે નહિ પણ હશે. જે જગ્યાએથી નીલ નદી નિકળે છે, ત્યાંથી એક માઇલ દૂર સરોવર કાંઠે જીંજા વસેલું છે. તમને ખબર છે કે હાલ હું જીંજા રહું છું: એટલે કે અમર સરોવરને કાંઠે જ્યાંથી પુણ્યપવિત્ર નીલ નદી જન્મ પામે છે તે સ્થાને હાલ હું વસું છું.

જીંજા નવું અંગ્રેજ સરકારે વસાવેલું છે. આ પ્રદેશની માટી ગેરૂ રંગની છે. અને તરતનાં ધોએલાં સફેદ કપડાં પણ જો સચવાય નહિ તો થોડા જ વખતમાં ભગવાં થઇ જાય છે. વળી વરસાદમાં તે માટી ચીકણી થઇ જાય છે, અને તાપ પડતાં સખ્ત થઇ જાય છે. આ દેશના લોકોને માટે જુદા પત્રમાં વર્ણન આપીશ.

જ્યાંથી નીલ નદી નિકળે છે તે સ્થાન જોવા જેવું છે. નેપોલિયન અખાત કે જેના ઉપર જીંજા છે, તેના એક ખુણામાં સરોવરની પાળ તુટેલી છે. પાણીથી ભરેલી થાળીનો કાનો તુટેલો હોય ત્યાંથી જેમ પાણી નિકળી જાય, તેમ આખા સરોવરની પાળ ડુંગરો અને ઉંચી જમીનની બનેલી હોવાથી સરોવર થાળી જેવું હોવા છતાં જીંજા આગળ માત્ર ૮૫૦ ફીટ જેટલી પહોળી એક ડુંગરની ખીણ છે અને તેમાંથી પાણી નિકળી જાય છે.

પાણી ૧૫–૨૦ ફીટ ઉંચેથી નીચે ખાડામાં પડે છે. આને 'રીપન ફૉલ્સ' કહે છે. પાણી ઘણા જોશથી પડે છે અને અહીંથી

જ નીલ નદી બને છે. તે પાણી એટલું બધું અને એટલી ત્વરાથી પડે છે કે આ લખવાથી તમને ખ્યાલ પણ નહિ આવી શકે. એક મીનીટમાં ૮,૮૦,૦૦,૦૦૦ રતલ પાણી સરેરાશ પડે છે! સરોવરની થાળીમાંથી પાણી નિકળવાનો આ માર્ગ ન હોત તો પાણી ઘણે ઉંચે ચઢયું હોત, અને એમ ચઢીને કયે રસ્તે બહાર નીકળી જાત તે કહી શકાતું નથી. પરન્તુ એટલું તો નક્કી છેજ કે વખતે મિસર દેશ ઉજડ વેરાન કે વખતે રણ બની ગયો હોત. કારણ કે આ નીલ નદી જ મિસરમાં અનાજ પકવે છે. ત્યાં વરસાદ તો ભાગ્યેજ પડે છે. અને આ કારણથી બ્રાહ્મણોએ જેમ ગંગા-યમુનાનાં ગીત ગાઇ તેમને પવિત્ર માની છે, તેમ મિસરના પ્રાચીન તેમજ અર્વાચીન ઋષિઓએ નીલનાં સ્તવન ગાયાં છે અને તેને પવિત્ર માની છે.

અમે આ રીપન ફોલ્સ પર વારંવાર ફરવા જઇએ છીએ અને તેની ઉપર જરૂખાની પેઠે લટકતા મજબુત ખડકો ઉપર બેસી આનંદ કરીએ છીએ. દૂર દૂરના મુસાફરો આ ફોલ્સ જોવાને આવે છે. ફોલ્સ ચાર ભાગે વહેંચાઇ ગએલા છે અને વચ્ચે ઉપસી આવેલા ખડકો ઉપર ઝાડો ઉગી આવેલાં છે. અનંત કાળથી આ પ્રમાણે પાણી વહે છે, કારણ કે ભૂગર્ભશાસ્ત્રીઓને મતે આ સરોવર બહુ પ્રાચીન છે સરોવરમાં અનેક દિશાથી અનેક નદીઓ આવી પડે છે, પણ પાણી નિકળવાનો માર્ગ માત્ર આજ છે. તેથી વર્ષમાં જેટલું પાણી સરોવરમાં વધે, તે આ રસ્તે નિકળી જાય છે. પણ કોઇ વર્ષમાં વરસાદ વધારે પડે તો સરોવરમાં પાણી ઉંચે આવે છે, કારણ કે આ નિકળવાનો રસ્તો માત્ર ૮૫૦ ફીટ પહોળો છે, અને પાણી આવવાનું તો ઘણે રસ્તે. વળી થોડાં વર્ષ વરસાદ ઓછો પડે તો આ રસ્તેથી પાણી નિકળી જતું હોવાથી સરોવરનું પાણી ઉતરી પણ જાય છે. પ્રથમ જ્યારે ઇ.સ. ૧૯૧૩માં

હું અહીં સરોવરને કાંઠે આવ્યો, ત્યારે મને કહેવામાં આવેલું કે પાણી પાંચેક ફીટ ઉતરી ગયું છે; પણ હું જોઉં છું કે આખા વર્ષમાં પાણી ચઢ્યેજ જાય છે: અને લગભગ ૪-૫ ફીટ ગયા વર્ષ કરતાં આ વર્ષમાં સરોવરની સપાટી ઉંચે આવી છે. આ પ્રમાણે ચઢઉતર થયા કરે છે અને નેટીવો કહે છે કે સરોવરમાં ૧૨ વર્ષે પાણી ચઢે છે અને ૧૨ વર્ષે ઉતરે છે.

અમે ત્યાં ફરવા જઇએ છીએ અને પાસેના ખડક ઉપર બેશીએ છીએ, ત્યારે ત્યાંથી ઉઠવાનું મન પણ થતું નથી. દેખાવ બહુજ ભવ્ય છે. એટલું બધું પાણી શાન્તિથી આવે છે અને અહીં એકદમ ભયંકર અવાજ કરી પડે છે! અને પાણી નિરંતર પડતું હોવાથી નિરંતર અવાજ થયા કરે છે. એ અવાજ એટલો મોટો છે કે ત્યાં બેસીને વાત કરવી હોય તો બીજા કાનમાં મ્હોં મુકીને વાત કરવી જોઇએ. ગામમાંથી પણ રાતદિવસ એ અવાજ સંભળાયા કરે છે.

પાણી જોશથી પડવાથી પાછું ઉછળે છે અને પા પા માઇલ સુધીનું પાણી એવું વલોવાઇ જાય છે કે ત્યાં આગળ બધું પાણી ફીણ ફીણ થઇ રહે છે. પુરાણોની કથા તમે સાંભળી હશે કે એક વેળા દેવોએ અને દાનવોએ સમુદ્રમંથન કર્યું હતું: તે વાત ગમે તે હશે પણ અમે અહીં પ્રત્યક્ષ સમુદ્રમંથન થતું જોઇએ છીએ. જે સ્થળેથી પાણી પડે છે, તે સ્થળે ગમે તે ચીજ તમે નાખો તો એક જ પળમાં તે સરી પડી ઉંડી ઉતરી જાય છે અને ગુમ થઇ જાય છે, અને તે વસ્તુ તરી શકે એવી હોય તો કંઇ મિનિટો પછી જ તે મંથનમાં ક્યાંય દૂર વલોવાતી વખતે નજરે પડે તો પડે, અને કલાકો સુધી ગોથાં માર્યા પછી વખતે પાણીના પ્રવાહમાં પડી નીલને માર્ગે વહી જાય.

ત્યાં આગળ પાણી પડવાથી જાણે ભાગીને ચુરા થઇ જતું

હોય તેમ તેમાંથી જલકણ એટલા ઉંચે ઉડે છે કે હવામાં કેટલાક ફીટ ઉંચે સુધી જાણે વાદળાં બની જાય છે, અને પવનથી આપણા તરફ વહી આવી ઠંડા વાયુ રૂપે શાન્તિ આપે છે.

અમે જેમ ત્યાં ફરવા જઇએ છીએ, તેમ આપણા લોકનાં બૈરાં પણ ત્યાં જાય છે. અને એ તો ખરેખર આ સ્થાનને પવિત્ર માને છે. ત્યાં નાળિયેર વધેરે છે, ગરબા ગાય છે અને એક સાહસ તો એવું ખેડે છે કે એ જરૂખા જેવા ખડક ઉપરથી પાણી સુધી ઉતરવાનાં કુદરતી રીતે થએલાં આડાંઅવળાં પગથીઆં ઉપર પગ મુકીને ઉતરે છે અને પાણીમાં હાથ બોળી કપાળે તે પાણીનો સ્પર્શ કરે છે અને મ્હોંમાં મુકી પવિત્ર બને છે. સ્થાન એવું ભયંકર છે અને ધોધમાં સરી પડવાની એટલી બીક રહે છે કે ઉતરનાર સ્ત્રી જમણો હાથ પાણી ભણી રાખે છે અને ડાબા હાથને બીજી સ્ત્રી મજબુત પકડીને ખેંચી રાખે છે. આપણા લોકો જ્યાં જાય છે, ત્યાં પોતાના ધર્મના ખ્યાલ પણ લેઇ જાય છે. પણ સાથે એટલું પણ જોઇ શકાય છે કે જો શ્રદ્ધા જ હોય તો સ્ત્રીઓ પણ ગમે તેવાં સાહસ ખેડી શકે છે.

અહીં મગરો ઘણા છે, અને વળી મ્હોટા મ્હોટા છે, પણ સૌથી વિચિત્ર પ્રાણી તો hippopotamus નામનું પ્રાણી છે. એ માછલાની પેઠે પાણીની અંદર જ રહીને જીવી શકે નહિ, પણ શ્વાસ લેવાને મગર કે વ્હેલની પેઠે તેણે પાણીની સપાટી ઉપર આવવું જ જોઇએ. વળી તે માંસ કે માછલાં કંઇ જ ખાતું નથી, પણ ઘાસ ઉપર જ જીવી શકે છે, તેથી તેણે કાંઠે ઘાસ ચરવા નિકળવું જોઇએ. ભેંસના કરતાં તે વધારે ઉંચું થતું નથી, પણ જાડું ઘણું જ થાય છે; અને હાથીના એક બચ્ચા સમાન દીસે છે. એના પગની ખરીઓ ભેંસના જેવી બે ફાટે નહિ, પણ હાથીની પેઠે ચાર આગળ અને એક પાછળ એમ પાંચ આંગળીએ હોય

છે. પણ કાન હાથીના જેવા નહિ, પણ ભેંસના જેવા હોય છે. આવી સ્થિતિમાં તેને હાથીના વર્ગમાં મુકવું કે ભેંસના વર્ગમાં મુકવું તે સમજી શકાતું નથી. પ્રાણીવિદ્યાના પંડિતોએ એને કયા વર્ગમાં મુક્યું છે, તે ખબર નથી. ત્હેનો મળ પણ હાથીનાને મળતો છે.

આ પ્રાણી જેને આપણે ત્યાં જળઘોડો કે એવું કંઇક કહે છે, તેને અહીંના લોકો 'કીબોકો' કહે છે. ત્હેનાં હાડકાં હાથીદાંતને મળતાં થાય છે અને તેવો જ તેનો ઉપયોગ થાય છે. એટલે સુંઢ એને નથી અને કાન મળતા આવતા નથી એટલી વાત બાદ કરીએ તો એને હાથીના વર્ગનું પ્રાણી ગણી શકાય. એની ચામડી પણ હાથીના જેવી જ હોય છે અને તેની લાકડીઓ બનાવવામાં આવે છે. એ લાકડીઓથી અહીંના નેટીવોને વારંવાર સજા થાય છે. અને એ નિર્દય સજાથી તેની ચામડી ઉંચે આવે છે. પણ માનસ-શાસ્ત્રના નિયમ પ્રમાણે સજા માણસને નઠોર બનાવે છે. તે જ પ્રમાણે અહીંના નેટીવોને આ કીબોકોની સજાથી કંઇ પણ અસર થતી નથી.

આ સરોવર સમુદ્રસપાટીથી ૩૭૮૦ ફીટ ઉંચે એટલે પાવા-ગઢના શિખર સમાન ઉંચે છે. તેથી જીંજા લગભગ વિષુવવૃત્ત ઉપર હોવા છતાં બહુ તાપ પડતો નથી. અહીં બારે માસ સરખો તાપ પડે છે. દિવસે તાપ પડે છે, પણ સોજીત્રાના ઉનાળા કરતાં ઘણો ઓછો તાપ પડે છે. રાત્રે ઠંડી પડે છે, પણ સોજીત્રાના શિયા-ળાની રાત કરતાં ઘણી ઓછી ઠંડી પડે છે. સોજીત્રાના ઉનાળાના દિવસનો તાપ અને શિયાળાની રાત્રીની ઠંડી અમે અહીં કદી ભોગ-વતા નથી. ચોમાસું અનિયમિત હોવાથી બારે માસ વારંવાર વરસાદ પડ્યે જાય છે. અહીં બારે માસ દિવસરાત્રી લગભગ સરખાં રહ્યા કરે છે, કારણ કે ઉપર જણાવ્યું તેમ અમે અહીં લગભગ વિષુવવૃત્ત ઉપર વસીએ છીએ, એટલે કે વિષુવવૃત્તની ઉત્તરે આશરે

૩૫ માઇલ ઉપર છીએ, ત્યારે તમે તો વિષુવવૃત્તના ઉત્તરે આશરે એક હજાર માઇલ ઉપર છો.

હવે આ દેશનાં હવાપાણી અને અહીંના રોગો વિષે પછીના કોઇ પત્રમાં લખીશ.

વારંવાર પત્રો લખતા રહેશો. એ જ.

તમે શરીરે કુશળ હશો. શરીર સાચવશો. આના શરીરની ખબર લખશો. ધ્યાન દઇ ભાઇબેન અભ્યાસ કરશો. હું ઇચ્છું છું કે ત્હમે હોશિયાર થાઓ, ત્હેના કરતાં સારા થાઓ.

લિ. તમારો સ્નેહાધીન,
નરસિંહભાઇના આશીર્વાદ

—*—

## ૨. ઘર સામે સૃષ્ટિસૌન્દર્ય

જીંજા તા. ૨૯ : ૧૨ : '૧૭

ભાઇ રમણ,

અહીં ઘર થોડાં ને વસતિ વધારે છે, તેથી ઘરની મોંઘવારી બહુ છે. એક ઘર ખાલી પડતાની સાથે પાંચ ઉમેદવાર ઉભા થાય છે. જેની લાગવગ વધારે કે જે ભાડું વધારે આપે તેને ઘર ભાડે મળે.

આ કારણથી આજ સુધી મારે દર મહિને રૂા. ૫૦) ઘરનું ભાડું આપવું પડતું, રૂા. ૨૦૦)ના પગારમાં રૂા. ૫૦) ભાડું ! અને ઘર પણ સાધારણ. કંપાલામાં ઈંટ પત્થરનાં માળવાળાં ઘર છે, પણ હજી અહીં તો માળ વગરનાં પતરાંનાં ઘર છે.

પણ આપણા ગામના પટેલે હાલમાં નવાં ઘર બંધાવ્યાં છે; ને તે બજારની એક બાજુએ છે, તેથી ભાડું કંઈક સસ્તું એટલે રૂા. ૬૫) દર માસે છે તેથી આ મહિનાની તા. ૧૧થી આ મકાનમાં ભાડે રહેવા આવ્યો છું.

આ ઘર નવું બંધાયેલું હોવાથી સાફસુફ, સારૂં ને કંઈક સગવડવાળું પણ છે. પણ સૌથી સારૂં તો એ છે કે મારી બેઠકના અને સુવાના ખંડોની બારીઓ બરાબર સરોવર ઉપર પડે છે. અને તેનો દેખાવ બહુ સુંદર અને મનોહર છે, અને જાણે સંસારમાંથી ચાલીને કુદરતની છેક પાસે આવી ગયા હોઈએ તેમ લાગે છે. આજે એ કુદરતની સામે જ બેસીને આ પત્ર લખું છું.

અહીંથી સરોવર આશરે એક માઈલ દૂર સામે જ દેખાય છે. આજે વાદળું નથી, તેથી સર્વ દેખાવ સ્વચ્છ દૂર દૂર સુધી દેખાય છે. પણ સરોવરનો આ ભાગ માત્ર અખાત (નેપોલિયન અખાત) હોવાથી પાણીની પેલી પાર નો નાના નાના પર્વતો અને ઘાસનાં મેદાનો તથા ઝાડના જંગલો દેખાય છે. અહીંથી સરોવર સુધી ઘાસનું મોટું મેદાન છે. તેમાં વચ્ચે દેશી લોકોનાં ઝુંપડાં, કેળોનાં ખેતરો, રેલ્વેનાં મકાનો અને જીનરીઓનાં મકાનો દૂર દૂર વિખરાયેલાં પડયાં છે. વખતો વખત કોઈ કોઈ માણસ આ મેદાનમાં પગથીઓ ઉપર જતું જણાય છે. દૂર દૂર કોઈ બકરૂં બરાડતું અત્યારે સંભળાય છે, ગાયો ચરે છે. જો કે એકાદ માસથી સારો વરસાદ નહિ હોવાથી ઘાસ સુકાવા લાગ્યું છે. બાજુ પર દોરેલા નકશાથી[૧] તમને અહીંના દેખાવની સ્થિતિ સહજ ખ્યાલમાં આવશે. તમે જોઈ શકશો કે અહીંથી ખુલ્લું સરોવર દેખી શકાતું નથી. પણ આ અખાતનો દેખાવ માત્ર દેખાય છે. ખુલ્લું સરોવર દેખાતું

---

[૧] નકશો અહીં આપી શકાયો નથી.

હોત તો માત્ર જળાજળ ચિંબાકાર દેખાત અને તેથી કુદરતની વિચિત્રતા દેખી શકાત નહિ. પણ અખાત હોવાને લીધે કંઇ કંઇ વિચિત્રતાઓ દેખાય છે, ઝાડી અને ડુંગરો બહુ મનોહર દેખાય છે અને કુદરતનો મહિમા પ્રગટ કરે છે. વળી કોઇ કોઇ વાર રાત્રે જ્યારે એ ડુંગરો ઉપરનું ઘાસ સળગે છે, ત્યારે જો કે અનેક પ્રાણીઓનો સંહાર જરૂર થતો હશે, પણ દૂરથી આપણને દેખાવ તો અતિ સુંદર આપે છે. કદીયે મેં એવી દીવાળી જોઇ નથી. પાછલું ઘાસ હોલવાતું જાય છે અને આગળનું સળગવા માંડે છે. તેહની એવી નિયમિત પણ વાંકાચુકી હાર બની જાય છે કે જાણે દુકાનોની હારમાં અતિશય ભપકાદાર રોશની કરી હોય!

અહીં સ્લીપીંગ સીકનેસથી ઉંઘ લાગીને ધીરે ધીરે માણસ બેચેન અને આળસુ થાય છે, અને થોડે દિવસે મરી જાય છે. એવો રોગ અહીં કોઇ કોઇ જંગલોમાં હોય છે. એક જાતની ઝેરી માખી ડસવાથી એ રોગ લાગુ પડે છે, માટે જ્યાં જ્યાં આવી માખીઓ માલમ પડે છે, ત્યાં ત્યાં જવા આવવાની સરકાર તરફથી મનાઇ થાય છે. આવી માખીઓ અહીં સામે જ અને નકશામાં મુકી પર્વત બતાવ્યો છે ત્યાં પણ છે. તેથી ત્યાં કોઇથી જવાતું નથી. એટલે તે ઉજ્જડ પડી રહ્યો છે અને ત્યાંની ઝાડી ઘણી વધી ગઇ છે. એ ઝાડી અહીંથી બહુ સુંદર અને મનોહર લાગે છે.

સખત તાપમાંયે પણ અહીં શીતલ પવનની લહરીઓ આવ્યા જ જાય છે અને વારંવાર તો પવનના સપાટા એવા લાગે છે કે ઘરમાંની હલકી ચીજો ઉડી પડે છે, પણ શરીર અને મગજ સારૂં શીતળ રહે છે.

મારી સામેના મેદાનમાં અત્યારે માત્ર એક જ માણસને દૂર દૂર જતો જોઉ છું, જો કે દિવસના અત્યારે સાડા ત્રણ વાગ્યા છે.

દેશના જેવાં વિવિધ પક્ષીઓ અહીં નથી, તેથી પ્રભાતમાં પક્ષી-ગીત સાંભળવાનું અમારા નસીબમાં નથી. ભેંસો અહી બીલકુલ નથી. ગાયો છે ને તેનું જ દૂધ મળે છે. તેથી અહીં માત્ર ગાયો જ ચરતી દેખાય છે.

કોઇ કવિ અહીં હોય તો આ દેખાવો ઉપર અતિ સુંદર કવિતાઓ લખી શકે હું કવિ નથી.

આવા દેખાવવાળા મકાનમાં અમે અહીં રહીએ છીએ અને કુદરતની પાસે હોઇએ એવો અનુભવ અનુભવીએ છીએ. વિમળા, શાંતાને પણ આ ઘરમાં સારૂં લાગે છે. બેશક આ ઘરનું ભાડું મને અહીં વધારે લાગે છે, પણ અ ણુ ઉપર જો મકાન હોય તો તેનું ભાડું ઘણું વધારે ગણજો, એવા સુંદર સ્થાન ઉપર આવેલું છે.

*　　　*　　　*

ભાઇ ‥ભાઇ ગુજર્યાના સમાચાર જાણ્યા છે અહીં નકુરૂમાં ભાઇ ‥ભાઇ …ભાઇ પણ ગુજરી ગયા છે. દિલગીર. દુનિયાની હજારો ગડમથલો પછી, ધમાધમી પછી, હરામીઓ ને હવાલીઓ પછી પણ આપણો સર્વનો રસ્તો એજ છે. માટે સંતો કહે છે કે દુનિયામાં મસ્ત થવું મૂર્ખનું કામ છે. … તેમને ઘેર સૌને મારા વતી આશ્વાસન આપજો.

મરણ પાસે જ છે, એમ માનીને સદા ચાલજો. કોઇને હાનિ કરવાથી સદા દૂર રહેજો. અહિંસાધર્મ મોટો છે. સર્વે ઉપર સ્નેહ રાખજો, ઘરમાં કોઇને હેરાન કરશો નહિ. બેન ઉપર માયા રાખજો અને તમારા કાર્યથી કોઇને પણ અફસોસ થાય એવું કરશો નહિ. ભણવામાં અને સંસારનાં કાર્યો કરવામાં બુદ્ધિની જરૂર છે. ભલા થવામાં ખાસ બુદ્ધિની જરૂર નથી, માત્ર સ્નેહની જરૂર છે. અહીંથી

સર્વે એ તમારી ખબર પૂછી છે. ઘર વારંવાર સાંભરે પણ છે, અનુકૂળતા થતાં ઘેર આવીશું. બધાંને ખબર પુછશો. હાલ એ જ,

લિ.

નરસિંહભાઇ

---

## ૩. અહિંસાધર્મ

જીંજા, તા. ૫:૧:'૧૮

ભાઇ રમણ,

દેશનાં વર્તમાનપત્રો આવ્યાં છે, તે વાંચતાં અતિ શોકજનક હકીકત વાંચું છું, તે એ કે દશરા અને મહોરમના તહેવારો સાથે સાથે આવેલા હોવાથી હિન્દુસ્થાનમાં ઘણે સ્થળે હિન્દુ મુસલમાન વચ્ચે હુલ્લડો જાગ્યાં છે.

આ મારૂં નથી. એ સારૂં નથી એમ સ્વદેશાભિમાનની દષ્ટિએ માને છે. હું જુદીજ દષ્ટિએ માનું છું કે એ સારૂં નથી. મારૂં દષ્ટિબિંદુ – Angle of vision – હવે સ્વદેશાભિમાનથી કંઇ જુદીજ દિશામાં ફેરવાયું છે. તલવાર પરની મારી શ્રદ્ધા હવે ઉડી ગઇ છે. અને તે શ્રદ્ધા હવે આત્મબળ પર ઝુકતી જાય છે.

ગીતામાં બતાવેલો કર્મયોગ તલવારમાં છે. એમ જગત માને છે. કદાચ એમ હશે પણ. અને તેથી ગીતા પરની શ્રદ્ધા પણ બદલાઇ છે. ગીતા સબંધે હવે હું આવતા પત્રમાં લખીશ.

પણ ગીતામાં બતાવેલા કર્મયોગથી પ્રેરાઇને, ગાયનો વધ કરનાર મુસલમાનોનો વધ કરવા હિંદુઓ પ્રેરાયા હોય તો તે

તેમની ભૂલ મને લાગે છે. ગાયનો વધ થવા દેવો જેને ગમતો નથી, તે માણસનો વધ કરવા પ્રેરાય તે કેટલું બધું વિચિત્ર છે! દુષ્ટોનો સંહાર કરવાને ગીતા ગમે તેટલો ઉપદેશ આપતી હોય, પણ માણસના સંહારથી ગાયનો સંહાર અટકશે એ મ્હારાથી માની શકાતું નથી.

હિંદુ મુસલમાન સંબંધમાં આવ્યાં આજ એક હજાર વર્ષ થઇ ગયાં છે, અને તલવાર બળે પોતાનું ધાર્યું કરવાને દરેક પ્રજાએ હજારો વર્ષ સુધી પ્રયત્નો કર્યા છે. એકે પ્રજા સુખી થઇ નથી. એજ શું સિદ્ધ નથી કરી આપતું કે તલવાર નિષ્ફળ છે? રાજ્યો સ્થાપી શાન્તિ ફેલાવવા લોકો કંઇ હજારો વર્ષથી તલવાર વાપર્યા કરે છે, પણ નિષ્ફળ થયા છે, એ શું સિદ્ધ નથી કરી આપતું કે તલવાર નિષ્ફળ છે?

ત્યારે સહજ પ્રશ્ન થશે કે હિંદુની દૃષ્ટિ આગળ કોઇ મુસલમાન ગાયનો વધ કરે, ત્યારે ધર્મનું રક્ષણ કરવા માટે અહિંસાધર્મનું પાલન કરવા માટે એક હિંદુએ શું કરવું? શું ઉભા ઉભા જોયા કરવું? હું એમ નથી કહેતો કે ગાય જેને વહાલી છે, તેણે ઉભા ઉભા જોયા કરવું ને ગાયનો વધ થવા દેવો. પણ અહિંસાધર્મ માનનાર હિંદુ કદાપિ મુસલમાનોનો કે કોઇનો વધ ગાયના રક્ષણ અર્થે કરી શકે નહિ. કરે તો જાણવું કે તેને અહિંસાધર્મ ઉપર શ્રદ્ધા નથીજ.

ગાયનો વધ થવાનો હોય તે પહેલાં હિંદુએ મુસલમાનોને પ્રાર્થના કરવી, કે તે તેમ ન કરે. જેટલી જરૂર પડે તેટલા શાન્તિથી ઉપાય લેવા, ને તે સ્નેહભાવે–અહિંસાભાવે લેવા. આવી રીતે સ્નેહભાવે–અહિંસાભાવે એવા ઉપાયો લેવાયા હોય એમ મને લાગતું નથી, જો લેવાય તો મને લાગે છે એવું સારૂં પરિણામ ઘણું કરીને આવે.

પણ ધારો કે મુસલમાન દુરાગ્રહી થાય ને ગાયનો વધ કરવા દુરાગ્રહ કરે તો શું કરવું? આ હુલ્લડોમાં વારંવાર અનેક હિંદુ મુસલમાનો કપાઇ જાય છે, એટલી બધી તેમની ધર્મશ્રદ્ધા પ્રબળ છે; અને એ ધર્મશ્રદ્ધા માટે મને પણ તેમને માટે માન છે. પણ એ ધર્મશ્રદ્ધાનો એ લોકો સાચે માર્ગે ઉપયોગ કરે, તો અહિંસા-ધર્મનું સાચું રક્ષણ થાય. ગાયનો વધ કરવાને એક મુસલમાન તલવાર લઇ ઉભો છે, શાન્તિના બધા ઉપાયો લીધા છતાં તે માનતો નથી, તેવે અવસરે પાછળથી થનારી કાપાકાપીમાં આત્મ-સમર્પણ – આત્મબલિદાન કે કુરબાન કરનાર એક વીર હિંદુએ શાંતભાવે, અહિંસાભાવે, પ્રેમભાવે ગાયને બદલે પોતાની ગરદન મુસલમાનની તલવાર નીચે મુકવી. તમે મુસલમાનને ગમે તેટલો કઠોર માનો, પણ શું તે એટલો નિર્દય છે કે પ્રેમભાવે ગરદન આપનાર માણસની ગરદન પર તલવાર ચલાવશે? માનો કે ચલાવી, તો તુરત બીજાએ ગરદન રજુ કરવી. હુલ્લડમાં કપાનાર જેટલા હિંદુઓ ગરદન રજુ કરે, ત્યાં સુધી તો એમ નહિ કહી શકાય કે હું ખોટો ઉપાય દેખાડું છું. અને આ પ્રમાણે આખા હિંદુસ્તાનમાં બને તો એકજ વર્ષમાં શું પરિણામ આવે? મુસલમાનોમાં પણ ઉચ્ચ હૃદયના પુરુષો અનેક છે. આજે તોફાની લોકોએ એ પ્રશ્ન પોતાના હાથમાં રાખ્યો છે, ને હુલ્લડો કરી નાંખ્યો છે. પણ તેવે પ્રસંગે એ સહૃદય મુસલ-માનો એ પ્રશ્ન પોતાના હાથમાં ઉપાડી લે ને ધર્મનો અને ફરજનો બનાવી દે. હું માનું છું કે એકજ વર્ષમાં હિન્દુસ્તાનમાંથી ગોવધ દૂર થઇ જાય, અને ત્યારે આપણે જોઇ શકીએ કે આજ સુધી હજારો મુસલમાનો નાહકના કપાયા છે!

તમે કહેશો કે મારા આ વિચારો તરંગી છે, ગોવધ અટકા-વવાનો ઉપાય તે સાચો ઉપાય નથી. ભાઇ! દરેક નવા અથડાતા વિચાર પર શાન્તિથી અભ્યાસ કરવો જોઇએ. મારી તો એવી

શ્રદ્ધા થઇ છે કે આત્મસમર્પણ કરનાર આટલા હિંદુઓની, અને વળી સ્થળે સ્થળે, પણ જરૂર નથી. સારી સ્થિતિ સમજનાર એક જ સ્નેહવંર હિંદુ પોતાની ગરદન આપે કે પ્રશ્નનો ઘણું કરીને સત્વરજ નિકાલ આવી જાય.

વળી આ મારા વિચારો કેવળજ તરંગી છે એમ પણ નથી. એ વિચારોને ઇતિહાસનો મજબુત પુરાવો છે. તમે આગળ રોમના ઇતિહાસમાં શીખી શકશો અને ઇચ્છા હશે તો આજેજ વાંચી શકશો કે રોમના જાહોજલાલીના કાળમાં ત્યાંના લોકો ઉત્તમ દશાએ પહોંચ્યા હતા અને રાગ વિલાસમાં પડ્યા હતા. એ કાળમાં એક મોટા મેદાનમાં મલ્લયુદ્ધ થતાં અને એમાંથી એક મલ્લ માર્યો જાય, ત્યાં સુધી યુદ્ધ ચાલતું. ધીરે ધીરે સ્થિતિ એવી થઇ ગઇ કે ઘણું કરીને દરેક મલ્લયુદ્ધમાં એકનું ખૂન થતુંજ, અને ત્યારે બીજાને અતિશય માન મળતું. લોકો એ યુદ્ધના એટલા રસિયા થઇ ગયા હતા કે જ્યારે યુદ્ધ થવાનું હોય, ત્યારે દૂર દૂરના લોકો એ મલ્લયુદ્ધ જોવાને ખાસ આવતા અને એક મોટો મહોત્સવ હોય એ પ્રમાણે લોકો આનંદ પામતા. કોઇને એમ લાગતું નહિ કે કોઇના લોહી પર આનંદ પામવો એ પાપ છે.

તે દિવસોમાં એક એસિયાવાસી ખ્રિસ્તી સાધુ રોમની જાત્રા કરવા ગયો. જેરૂસલેમ કરતાં પણ રોમનો ધર્મભાવ તે સમયે ચઢી ગયો હતો. આ સાધુ રોમમાં હતો. અને તેવામાંજ ત્યાં મલ્લયુદ્ધ થનારૂં હતું. કંઇ દિવસો અગાઉથી એ મનાતા મહોત્સવની તૈયારીઓ ચાલી રહી હતી. સાધુ એ બધી હકીકતો જાણીને હૃદયમાં દુઃખી થયો. એક બાજુ મોટી મોટી તૈયારીઓ થતી હતી, રાજદરબાર, અમીરો અને ધર્મપિતા પોપ પણ તે તૈયારીઓમાં યથાશક્તિ સહાયતા આપ્યા જતા હતા, ત્યારે બીજી બાજુએ ધર્મશાળાના એક ખૂણામાં એક અજાણ્યો એસિયાવાસી સાચો સંત

એ મનુષ્ય વધ અટકાવવાના નિશ્ચય પર ધીરે ધીરે આવતો હતો.

મહોત્સવનો – મલ્લયુદ્ધનો દિવસ આવી પહોંચ્યો, અસંખ્ય લોકોની મેદની તે યુદ્ધ જોવાને મેદાનમાં ચોપાસ ભરાઈ. વડોદરાની સાઠમારીની નિર્દય રમત જેણે જોઈ હશે, તેને આવાં મેદાનનો કંઈક ખ્યાલ આવી શકશે. તલમાત્ર જગા ખાલી હતી નહિ. પેલો સાધુ પણ ત્યાં એક ખૂણે આવી ભરાયો હતો. બે બાજુથી થનથનાટ કરતા બે યોદ્ધા ચોગાન વચ્ચે આવી ખડા થઈ ગયા, પોતાના શસ્ત્રો આમ તેમ ફેરવી લોકોની આકાંક્ષા ઉત્તેજિત કરવા લાગ્યા. નિશાની આપવામાં આવે કે બન્ને મલ્લો પોતપોતાના હરિફ ઉપર તુટી પડે. એ નિશાનિ આપવામાં આવે એટલી જ વાર નિશાનિની મલ્લો વાટ જોઈ રહ્યા હતા. એ નિશાનિની પ્રેક્ષકો વાટ જોઈ રહ્યા હતા.

એવામાં એક ખૂણામાંથી પ્રભુભક્ત, સ્નેહભક્ત જેમ્સ કાર્ટરનો માચો ધીરે ધીરે પણ દઢ પગલે આવી નીકળ્યો અને મલ્લો જ્યાં તલવાર રમાડે છે, ત્યાં આવી ઉભો. તત્કાળ જ યુદ્ધની નિશાની અપાઈ, અને લોકોએ તાળીઓના અવાજોથી દિશાઓ પુરી દીધી. બે મલ્લો સામસામા ઉપર કુદી પડયા. પણ સાધુ એ બે વચ્ચે આવી ઉભો. બન્નેએ તેને ખસી જવાની સૂચના આપી, "પણ હું તમારો સંહાર નહિ થવા દેઉં." એ દઢ શબ્દો બોલતો દૂર ઉભો. વારંવાર તેને સૂચનાઓ થઈ, ખસેડવાના પ્રયત્નો થયા, મારવાની ધમકીઓ અપાઈ; પણ પ્રભુભક્ત, સ્નેહભક્ત એવી સાંસારિક વિડંબનાઓથી તે ડરતો હશે? ખરેખર, "પ્રભુનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને." એ તો એમનો એમ અડગ ઉભો. ઉત્સુક લોકો – યુદ્ધ જોવાને અધીરા બની ગએલા લોકો કંટાળી ગયા; તેમને ઘણી બુમો પાડી પણ સર્વ વ્યર્થ. આખરે કેટલાકો અધીરાઈમાં બોલી ઉઠયા, "Down with the man, down with the man — એને મારો, કાપો ને ખસેડો." આશ્ચર્યની વાત છે કે

પોતાનું થતું ખૂન અટકાવવાનેજ ઉભેલા સાધુને એ મલ્લોએજ તુરત ઉડાવી દીધો. સ્નેહભક્ત હણાયો; હતું ન હતું થઇ ગયું અને મલ્લયુદ્ધ ચાલ્યું. એ વાત સાથે આપણે કંઇ લેવા દેવા નથી. પરિણામ એજ કે તેમાંથી એક મલ્લ મરાયો અને બીજાને સંસારમાં બહુ માન મળ્યું.

પણ સ્નેહવીરનું લોહી વ્યર્થ નથી જતું. તે વખત તો કોઇને એના મરણમાં–સમર્પણમાં–વિશેષતા લાગી નહિ, સૌ મલ્લોની જ વાત કરતાં હતાં. પણ તાજિયાને દિવસે તેમાં રમનારને થાક જણાતો નથી, તાજિયા ઠંડા કર્યા પછીની રાત્રેજ એ થાક સમજાય છે. તેમજ ત્યાં પણ ઉભરો સમાયો ને કંઇક શાન્તિ થઇ ત્યારે કોઇ કોઇને વિચાર થયો કે એ સાધુ કોણ હશે અને તેણે નિરર્થક શા માટે પ્રાણ ગુમાવ્યો હશે. ચર્ચા ચાલુ થઇ અને તેના હેતુ વિષે ખરા ખ્યાલો પ્રસર્યા. એક પ્રબળ ચર્ચા ઉભી થઇ ને સાધુના વિચારો પ્રમાણે એ મલ્લયુદ્ધ બંધ કરવાને પ્રબળ પ્રયત્નો થયા. અને ભાઇ! તમે કદાચ આશ્ચર્ય પામશો કે જે મલ્લયુદ્ધમાં એ સાધુ હણાયો તે મલ્લયુદ્ધ રોમમાં છેવટનુંજ હતું. બીજેજ વર્ષેથી એ યુદ્ધો બંધ થઇ ગયાં. આશ્ચર્ય પામવાનું કંઇ કારણ નથી, સ્નેહવીરનું લોહી વ્યર્થ નથી જતું. ભાઇ! શાન્તિથી વિચાર કરી મને જરા કહો જોઉં, કે ત્યારે ક્રોધભાવે બીજાની ગરદન ઉપર તલવાર ચલાવે તે સાચો વીર કે સ્નેહભાવે ધર્મને કારણે પોતાની ગરદન બીજાની તલવાર નીચે મુકે તે સાચો વીર? અને કયો અહિંસાપ્રવર્તક?

એ મલ્લયુદ્ધો અટકાવવાનો હિન્દુસ્તાનમાં હિંદુઓની પેઠે અમુક રોમનોએ તલવારબળે પ્રયત્ન કર્યો હત, તો તમે શું માની શકો છો કે એ યુદ્ધો તરત એમ અટકી પડત? હું નથી માનતો, અને વળી એમ પણ માનું છું કે સામો પક્ષ હઠે ચઢી–હિંદુસ્તાનના મુસલમાનોની પેઠે–આજ સુધી એ નિર્દય મલ્લયુદ્ધો ચલાવ્યા જતા હત.

ક્રોધ-બળ પ્રયત્નથી સ્હામો પક્ષ હઠે ચઢે છે અને જેનું આપણે નિવારણ કરવા ઇચ્છતા હોઇએ, તે એ એવડા જોરથી હઠને બળે કર્યા જાય છે. સ્નેહભાવથી સામો પક્ષ શાન્ત બને છે. અને આજે નહિ તો કાલે આપણને સંમત થઇ અધર્મ છોડી દે છે,

આજે આપણે હિંદુઓએ મનુષ્ય સ્વભાવના આ ગુપ્ત બળને સમજવું જોઇએ. મુસલમાનો કરતાં વધારે બુદ્ધિમાન હોવાનો હિંદુઓ દાવો કરે છે, એ બુદ્ધિનો તેઓએ ઉગયોગ કરવો જોઇએ. મુસલમાનો હિંદુઓના ભાઇ છે, એમ માનવું જોઇએ અને સ્નેહનો ઉપયોગ કરવો જોઇએ. અને મને લાગે છે કે સૌ સારાં વાનાં થશે.

ત્હમે ત્યાં સૌને સ્નેહથી ખબર પુછશો. અહીંનાં સર્વે ત્હમને સર્વેને સ્નેહથી સંભારીએ છીએ, વારંવાર યાદ કરીએ છીએ. હાલ એજ.

ત્હમારો સ્નેહાળુ
નરસિંહભાઇના આશીર્વાદ

---

## ૪. જીવનની કિંમત

જીંજા,
રવિવાર, તા. ૧૨ : ૧ : '૧૮

ભાઇ . . .,

મેં ગયા મંગળવારના પત્રમાં ત્હમને લખ્યું હતું કે સોજીત્રાના ભાઇ . . ભાઇને ક્ષય થયો છે અને ત્હેને જીવવાની આશા બહુ થોડી છે.

ત્યાર પછી અહીંના એક પંજાબી હકીમે ત્હેનું શરીર તપાસ્યું ને ત્હેણે જણાવ્યું કે ત્હેને ક્ષય નહિ, પણ પ્રમેહનો રોગ છે. તે

ઉપરથી અમે સમજ્યા કે બીમારી બહુ ભયંકર નથી. અને તેથી વિચાર કર્યો કે આવતા પત્રમાં જણાવવું કે બહુ ચિંતા જેવું નથી. અને તેજ પ્રમાણે આ પત્રમાં તેવું જ ત્હમને જણાવત.

પણ ભાવી પ્રબળ છે. ગઇ કાલે ... ત્હેમને જોવા ગયાં હતાં. ત્યારે પણ કાંઇ ચિંતા જેવું ન હતું. ...એ એમને પુછ્યું કે ત્હમારે દેશમાં ...ને કાંઇ કહેવું છે ને ત્હેના જવાબમાં ત્હેણે જણાવ્યું કે હું ખુશીમાં છું એમ કહેજો.

ભાવી પ્રબળ છે. બપોર પછી સ્થિતિ ફરી, એકદમ ફરી. સાંજના પાંચ વાગે હું ઓફીસમાંથી આવ્યો, ત્યારે મ્હને તેડવા આવ્યું. હું અને બીજા ત્યાં ગયા. ત્યારે સ્થિતિ એકદમ ભયંકર લાગી. ભાન ગયું હતું. માત્ર કોઇ વાર પાણીજ માગતા. કહાકેક બેઠા, પણ સ્થિતિ બગડતીજ ચાલી. ટસકો ચાલતો હતો, અને તે ધીરો પડતો જતો હતો. હાથપગ ઠંડા પડી ગયા હતા. આશરે સાડા છ વાગે ત્યાંથી ઉઠ્યા. રાત્રે સાડા સાત વાગે ફરી ગયા. તે વખતે સ્થિતિ વધારે બગડી હતી. રાત પૂરી કરે એવી કોઇ આશા રહી હતી નહિ. આશરે નવેક વાગે પાછા ફર્યા. ત્યાં ત્રણ ચાર જણ બેસે એવો બદોબસ્ત થયો હતો. આપણા ..... પણ ત્યાં રહ્યા હતા. મ્હને રાતના ઉંઘ આવી નહિ.

સવારમાં વહેલા ખબર મળ્યા કે ભાઇ ..ભાઇ! ગઇ રાતના તા. ૧૧ જાન્યુઆરી ૧૯૧૮ને રોજ રાતના અગીઆર વાગે ત્હેણે દેહ મુકયો! આ કાગળમાં એમ લખવું નક્કી કર્યું હતું કે ત્હેને માટે ચિંતા રાખવાનું કંઇજ કારણ નથી. તેજ કાગળમાં વિધિએ લખાવ્યું કે ત્હેણે દેહ મુકયો છે. ભાવી પ્રબળ છે.

બેશક ત્હેની વિધવા માતાને અને સ્ત્રીને સખ્ત આઘાત થશે, પણ એમાં આપણો કોઇજ ઉપાય નથી. તે બહારગામ હતો, ત્યાં દવા ચાલતી હતી. અને અહીં પંદરેક દિવસથી આવ્યો હતો.

અહીં પણ દવા ચાલતી હતી. એની માસીના દિકરા ... ભાઇ .... ભાઇ નડીઆદનાને ત્યાં તે ઉતર્યો હતો. પણ સ્થિતિ એવી હતી કે દવાથી કંઇ વળે એમ ન્હોતું.

આ થોડા છેવટના દિવસોમાં ત્હેનો ઇતિહાસ મ્હેં સાંભળ્યો, બહુ શોકજનક છે. ત્હેના પિતાનું ધન આશરે રૂ. ૧૫૦૦૦નું ત્હેણે દેશમાં ઉડાવી દીધું છે. કીંમતી ગણાતી સ્થાવર મિલ્કતો સસ્તામાં વેચી દીધી છે કે ગીરો મુકી છે જુગારમાં ખુબ ધન ઉડાવ્યું છે. દારૂ અને વ્યભિચારના વ્યસનમાં ત્હેણે પાછું વાળી જોયું નથી. બીડી પણ ખુબ પીતો હતો અને ગયે શનિવારેજ—... ભાઇએ ત્હેને બીડી પીવાની મના કરેલી તેથી અને બીડી વગર ત્હેને ચેન નહિ પડયું તેથી—ઘેરથી બઝારમાં આવ્યો. મ્હારા ઘર આગળ થઇને બઝારમાં જવાનો રસ્તો છે. મેદાનમાં બેસતો બેસતો તે આવતો હતો, એવો તે થાકી જતો હતો. વિમળાએ મ્હને દેખાડયો. પ્રથમ મ્હેં એને ત્યારેજ જોયો. મ્હેં બોલાવ્યો ને એ થોડી વાર બેઠો. હું ઓફીસમાં ગયો ત્યાર પછી એ બઝારમાં ગયો ને ઉપરાઉપરી બે બીડી પીધી.

પણ એ બધાને માટે પસ્તાતો જણાતો હતો. તે દિવસે મ્હારે ત્યાં એ બેઠો હતો અને હું ઓફીસમાં ગયો, પછી એ રોયો હતો. વળી ગઇ કાલે પણ બોલતો કે પ્રભુ મ્હને મટાડો. બે ત્રણ દિવસ ઉપર ત્હેણે એક જણને કેટલીક વાતો કહી હતી ને તેમાં એ પણ કહ્યું હતું કે મ્હને પ્રમેહ બહુ જુનો છે—સાત વર્ષનો છે. અને એ વારંવાર પસ્તાતો હતો.

મરેલાં સ્હામે ટીકા કરવી એ મહાપાપ છે, જીવતાંઓ સામે પણ ટીકા કરવાનો અધિકાર નથી. આપણને આપણી જાત સિવાય બીજા કોઇનો ન્યાય કરવાનો અધિકાર નથી. જેસસ ક્રાઇસ્ટે કહ્યું છે: “જે પોતાના ભાઇને પાજી કહેશે, તે ન્યાયસભાથી અપરાધી ઠરવાના જોખમમાં આવશે; ને જે તેને કહેશે કે તું મૂર્ખ છે, તે

અગ્નિની ગેહેન્નાના જોખમમાં આવશે." (માત્થી—૫:૨૨) વળી "તમે કોઇને દોષિત ન ઠરાવો, એ માટે કે તમને કોઇ દોષિત ન ઠરાવે. કેમકે જેમ તમે બીજાને દોષિત ઠરાવશો, તેમ તેઓ તમને દોષિત ઠરાવશે; અને જે માપથી તમે માપી આપો છો, તેથી જ તમને માપી અપાશે. અને તું પોતાની આંખમાંનો ભારોટીઓ ધ્યાનમાં ન લાવતાં, તારા ભાઇની આંખમાંનું તણખલું કેમ જુએ છે? અથવા તું તારા ભાઇને કેમ કહેશે કે તારી આંખમાંથી તણખલું મને કાઢવા દે, પણ જો, પોતાની આંખમાં ભારોટીઓ છે! ઓ ઢોંગી, પહેલાં તું પોતાની આંખમાંથી ભારોટીઓ કાઢ, અને ત્યાર પછી તારા ભાઇની આંખમાંથી તણખલું કાઢવાને તને સારી પેઠે સુઝશે." (માત્થી—૭:૧થી ૫.)

આમ આપણે મરેલાં સ્હામે ટીકા કરવાને યોગ્ય નથી, પણ ત્હેના જીવન ઉપરથી શિક્ષણ લેવું ઘટે છે. જીંદગી એવી તુચ્છ નથી કે ત્હેને એમ વ્યર્થ ફેંકી દેવી જોઇએ. ઘણા માણસો એને એવી અર્થ વિનાની માને છે કે જીંદગીમાં ખાવું, પીવું, ને મઝા મારવી એ સિવાય બીજું કંઇ કરવા જેવું ત્હેમને દિસતું નથી. હાલ અંગ્રેજી ભણેલાઓને મ્હોંએથી આપણે ઘણી વાર સાંભળીએ છીએ: Eat, drink and be merry. આ વાક્ય આજકાલનું નથી, બહુ પુરાણું છે; બાઇબલના જુના કરારનું છે અને જેરૂસલેમના ડાહ્યા રાજા સુલેમાને ઉચ્ચારેલું છે. એ વાક્ય ખેલ કરવાનું સાધન નથી, પણ બહુ ગભીર છે. એનો અર્થ એવો કદી જ થતો નથી કે જેમ મઝા પડે તેવો જીંદગીનો ઉપયોગ કરવો ને દુર્ગુણોમાં ઝોકાવવું. રાજા સુલેમાનને ખાત્રી થઇ હતી કે આત્મસુખ પ્રાપ્ત કરવાની બધી ગડમથલો વ્યર્થ છે, તેથી ખરૂં સુખ—આત્મશાન્તિ—પ્રાપ્ત નથી થતી. બીજાને હેરાન કરીને પણ આત્મસુખ પ્રાપ્ત કરવાને આપણે ફાંફાં મારીએ છીએ, એ તો ઉલટું દુઃખ—અશાન્તિ—મેળવવાનો રસ્તો છે.

માટે અહિંસાધર્મથી સ્નેહભાવે ખાઓ, પીઓ અને મઝા ઉડાવો; બીજાને શાન્તિ આપો ને તેથી શાન્તિ પ્રાપ્ત કરી શકશો. સ્નેહકાર્ય કરો ને હમારાં કાર્યનાં ફળની ઇચ્છા ન રાખો, ફળ હમારો ઇષ્ટદેવ આપશે, માટે ફળની ચિંતા પણ છોડી દો. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। આમ બધી ચિંતા છોડી દો, તો તમને શાન્તિ મળી શકશે. "એ માટે હું તમને કહું છું કે તમારા જીવને સારૂ ચિંતા ન કરો, કે અમે શું ખાઈશું અથવા શું પીશું? અને તમારા શરીરને સારૂ ચિંતા ન કરો કે અમે શું પહેરીશું?" (માત્થી-૬:૨૫) દેવના "રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો, ને એ બધાં વાનાં તમને આપશે. તે માટે આવતી કાલને સારૂ ચિંતા ન કરો, કેમકે આવતી કાલ પોતે પોતાનાં વાનાંની ચિંતા કરશે; દહાડાને સારૂ તે દહાડાની ચિંતા બસ છે." (૬:૩૩, ૩૪)

આ બધા ઉપરથી સમજી શકાશે કે "ખાઓ, પીઓ અને મઝા ઉડાવો," એનો અર્થ એવો કદાપિ થતો નથી કે મનમાનતા દુર્ગુણોમાં ઝોકાવો. એનો અર્થ એટલો જ થાય છે કે જે ચિંતાથી આપણા વાળને જરા પણ લાંબો કરી શકતા નથી એવી ચિંતા શા માટે કરવી, અને એમ કરી સહજમાં મળતી શાન્તિ શા માટે આમ હાથે કરી ગુમાવવી?

કેટલાકો આ જીંદગીને દુર્ગુણોમાં ઝોકાવી નદિ જીવવા જેવી બનાવી દે છે. હેમને જીંદગીની કીંમત જ નથી.

પણ ત્યારે કેટલાકો જીંદગીની ખરી કીંમત છે હેના કરતાં પણ અતિ વધારે આંકી દે છે. પરોપકારમાં–સ્નેહકાર્યમાં જીંદગી આપવાની જરૂર પડે તો તેવે પ્રસંગે કદાપિ પાછું ન પડાય એ જ જીંદગીની ખરી કીંમત છે. તેવે સમયે જીંદગી સાચવવાનું મન થાય, એટલે સમજવું કે જીંદગીની ખરી કીંમત કરતાં આપણે વધારે આંકવા લાગ્યા છીએ. અને એમ ક્યારે બને છે? ગમે તે

ઉપાયે દ્રવ્ય પેદા કર્યું હોય અને દ્રવ્ય ઉપર મોહ વધ્યો હોય, કુટુમ્બી જનો ઉપર અને એકંદરે પ્રિયજન ઉપર સ્નેહની હદ કુદાવી મોહના પ્રદેશમાં આવી પડ્યા હોઈએ, ત્યારે તે પ્રિયજન કે પ્રિય દ્રવ્યને છોડવાની ઇચ્છા ન થાય. તેને જડાઇ જવાની પ્રબળ ભાવના ઉત્પન્ન થાય, ત્હેનાથી કોઇ રીતે દૂર ન થવાય તો સારૂં એ ઇચ્છા પ્રબળ રહે, અને તેથી મરવાનું ગમે નહિ, અમર થવાની પણ ઇચ્છા થાય. જરા રોગ થતાં ભય પમાય, કાટકા ને વીજળી થતાં મરવાનો ભય લાગે, રાત્રે બહાર નિકળતાં ભૂતનો ભય લાગે. અને જેમાં જેમાં જીવન જોખમમાં આવે એ સૌ કરતાં ભય લાગે. અહીં પણ પરિણામે જીંદગી નહિ જીવવા જેવી થઇ પડે છે. લાંબા જીવનની ઇચ્છા થાય છે, પણ તે વ્યર્થ થતું જાય છે. ક્ષયના રોગીના જીવનનો અંત આવતો જાય છે, તેમ તેને જીવનની ઇચ્છા પ્રબળ થતી જાય છે, એના જેવી આ જીવનની દશા છે.

આવી રીતે આ બંને જીવન નિરર્થક છે. માત્ર વચ્ચે કહ્યું તેજ જીવન મ્હને તો સુંદર લાગે છે. સ્નેહજીવન જીવવું, વ્યર્થ ચિંતા ન કરવી; ખાવું, પીવું ને મઝા મારવી—અર્થાત્ વ્યર્થ ચિંતા ન કરવી, સ્નેહકાર્યો કરવાં ને ફળની આકાંક્ષા ન રાખવી. એ કાર્યોનું ફળ મનની શાન્તિ—સ્વર્ગ—છે. અને તે આપોઆપ પ્રાપ્ત થશે. આજ જીવન ઇષ્ટ છે.

બેશક હાલની દુનિયાનો મ્હોટો ભાગ એથી વિરૂદ્ધ નરકમાર્ગે દોડે છે; અને પરિણામે તે નરક જ પ્રાપ્ત કરે છે, એ ત્હમે દરરોજ પ્રત્યક્ષ જુઓ છે. આ બધું જોઇને પણ શું આપણે ઇષ્ટમાર્ગ, સ્વર્ગમાર્ગ, શાન્તિમાર્ગ, સ્નેહમાર્ગ નહિ ગ્રહણ કરીએ?

ભાઇ ‥ભાઇ ગુજર્યાની એમને ઘેર ખબર આપશો. આજે અહીંથી ભાઇ ‥‥ભાઇએ સોજીત્રે તાર કર્યો છે. આશ્વાસન આપશો. એ સિવાય બીજો ઉપાય નથી.

ત્યાં ત્હમે બંને • • • • કુશળ હશો. સર્વેને ખબર પુછજો. અહીં સર્વે કુશળ છીએ. ગયા મંગળવારે લખેલો પત્ર આ સાથે જ પહોંચશે એટલે એ વિષે વધારે લખતો નથી. હાલ એ જ.

લી.

**નરસિંહભાઇ પટેલ**

---*---

# ૫. ગીતાધર્મ

જીંજા,

તા. ૨૬ : ૧ : '૧૮

ભાઇ . . .,

તા. ૫ : ૧ : '૧૮ના પત્રમાં મ્હેં જણાવ્યું હતું કે ગીતા સંબંધે હું આવતા કોઇ પત્રમાં લખીશ. આજે એ સંબંધે મારા વિચારો જણાવીશ.

હિંદુ ધર્મમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતા એક મહાન પવિત્ર ગ્રંથ મનાય છે. હિંદુઓમાં અનેક પંથો છે, અને સૌ કોઇ પંથ પોતાના અમુક ગ્રંથને ખાસ શ્રદ્ધાથી જુએ છે. પણ ગીતા પ્રત્યે સૌને ઉંચી શ્રદ્ધા છે. ત્રણ ગ્રંથોનું ભાષ્ય કરે તે જ પંડિત આચાર્ય ગણાય, એવી માન્યતા છે; એ ત્રણ ગ્રંથોમાં ગીતા પણ છે. અને આશ્ચર્યકારક છે, કે તેમાં વેદ નથી. ઘણા લોકો વેદને જાણતા પણ નથી, ત્યારે ગીતાનો રોજ પાઠ કરે છે—હું પણ સને ૧૮૯૯માં તેનો પાઠ કરતો. આમ હિંદુઓમાં તે સર્વમાન્ય ગ્રંથ છે.

યુરોપના સંસ્કૃત પંડિતો પણ ગીતાને શ્રદ્ધાથી વખાણે છે. અર્થાત્ ગીતાને ઓળખનાર આખી દુનિયા ત્હેને વખાણે છે.

એવા ગ્રંથની પરીક્ષા કરવી એ મારા જેવા નિરક્ષરનું કામ નથી. ગીતા ક્યારે રચાઇ અને રચાઇ ત્યારે આ જ સ્વરૂપમાં હતી કે ત્હેમાં પાછળથી ઘટાડોવધારો થયો એ તપાસવાનું કામ ઇતિહાસકોનું છે.

મારૂં કામ તો આ જ છે: એમાંથી મને લાભ થાય એવું કાંઇ મળી આવે એમ છે કે કેમ તેનું નિરીક્ષણ કરવું.

હું ગીતાનો ઉંડો અભ્યાસી નથી, તો પણ એનો સાર કાંઇક જાણું છું. ક્યા અવસરે ઉપદેશાઇ, તે જાણું છું; અને પરિણામ શું આવ્યું, તે જાણું છું.

કૌરવો પાંડવોને પોતાનો હક આપતા નથી, તેવે પ્રસંગે ગીતાના ઉપદેશથી — ઇશ્વરાવતાર મનાતા પરાક્રમી શ્રી કૃષ્ણની સહાયતાથી — એ યુદ્ધને કારણે જ પવિત્ર મનાતા કુરૂક્ષેત્રમાં પાંડવોએ કૌરવો સામે યુદ્ધ આરંભ્યું — નરમેધ યજ્ઞ આરંભ્યો. સમગ્ર ભારતના અને બહારના પરાક્રમી વીરો એમાંથી અમુક એક પક્ષમાં પોતાનાં હથિયાર સજ્જ કરી સ્હામેના પક્ષના યોદ્ધાઓને હણવા ઉભા. પવિત્ર ગણાતા બ્રાહ્મણ આચાર્યો પણ પોતાનો ધર્મ ભૂલી ત્યાં આવી ઉભા. વર્ણસંકલનાં પુષ્પરત્નો પરસ્પરનો સંહાર કરવાને ત્યાં એકઠાં થયાં. સંસારસમગ્રનો સંહાર થવા બેઠો હોય, મહાપ્રલય આવી પહોંચ્યો હોય, એવું દેખાયું. કૌરવો સામે પાંડવો આવી ઉભા. આ મહાયુદ્ધના નિર્માતા શ્રી કૃષ્ણ પણ સારથીરૂપે અર્જુનને રથમાં બેસાડી રણસંગ્રામમાં લેઇ આવ્યા. પણ આ ભયંકર પ્રસંગે જગત્-સંહારની સામગ્રી જોઇને અર્જુનનું હૃદય ભેદાયું. પિતાઇઓ, પિતામહો, ભાઇઓ, આચાર્યો, મામાઓ, પુત્રો, પૌત્રો, સખાઓ, સુહૃદો અને સસરાઓને જોઇને અર્જુન ગળગળો થઇ ગયો. આ સર્વ હણવાહણાવાને માટે અત્રે એકત્ર થયા છે, એ જોઇને પાર્થને ખેદ થયો. અને એ યુદ્ધ – મનુષ્યહત્યા – શાને માટે? એક પ્રાર્થિવ

દ્રવ્યને માટે – બ્રહ્માંડની અંદરના ખુણાના એક જમીનના ન્હાના ટુકડા માટે! અર્જુન દ્રવિત થઈ કૃષ્ણને કહેવા લાગ્યો:

[1] "હે કૃષ્ણ યુદ્ધને સારૂ ઉત્સુક બની ભેળા થએલા આ સ્વજનને જોઈને (ભ. ગીતા ૧:૨૮) મારાં ગાત્ર ગળી જાય છે, મારૂં મુખ સુકાય છે, શરીર કંપી ઉઠે છે અને રૂવાં ઉભાં થઈ જાય છે (૨૯). વળી હાથમાંથી ગાણ્ડીવ સરી પડે છે, ચામડી બળું બળું થઈ રહી છે, મારાથી ઉભા રહી શકાતું નથી, મારૂં મન ભમી ગયું હોય તેવું લાગે છે (૩૦). અરેરે કેશવ, હું તો બધાં લક્ષણ વિપરીત દેખી રહ્યો છું, યુદ્ધમાં સ્વજનને મારવ કશું કલ્યાણ જોતો નથી (૩૧). હે કૃષ્ણ, મારે તો વિજયેય જોઈતો નથી, રાજ્યેય જોઈતું નથી, સુખેય જોઈતું નથી: ગોવિંદ, રાજ્ય ભોગ કે જીવિત શા કામનું (૩૨)? જેમને સારૂ રાજ્ય ભોગ કે સુખ ઇચ્છીએ, તે તો સૌ આ આચાર્યો, વડીલો, પુત્રો, પિતામહો, મામા, સસરા, પૌત્રો, સાળા અને સંબંધી જીવન અને ધન છોડીને આ યુદ્ધને માટે ઉભા છે (૩૩–૩૪). હું હણાઉં તોપણ ત્રિલોકના રાજ્યને માટેય હું તો તેમને ના હણું, તો પછી જમીનના એક ટુકડાને માટે તો કેમ જ હણું (૩૫)? હે જનાર્દન, ધૃતરાષ્ટ્રના પુત્રોને હણીને મને શો આનંદ હોય? એ આતતાયી[2] હોવા છતાંયે એમને હણવાથી તો અમને પાપજ

---

[1] મૂળ પત્રમાં સંસ્કૃત શ્લોક અને કવિ નાનાલાલનું ગુજરાતી ભાષાન્તર છે. ટુંકાણને માટે અહીં તો સરળ ભાષાન્તર જ મુક્યું છે.

[2] अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः। क्षेत्रदाराहरश्चैव षडेते आततायिनः॥ (ઘર બાળનાર, વિષ દેનાર, હાથમાં હથિયાર લેઈ મારવા આવનાર, ધન લુંટી જનાર, ખેતર પડાવી લેનાર અને સ્ત્રીનું હરણ કરનાર, એ છ આતતાયી કહેવાય છે.) वसिष्ठस्मृति ३:१६. આવા આતતાયીને મારવામાં કશું પાપ નથી, એમ મનુએ (મનુ-સ્મૃતિ ૮:૩૫૦, ૩૫૧માં) કહેલું છે.

લાગે (૩૬). તેથી ધૃતરાષ્ટ્રના પુત્રો, જે અમારા બાન્ધવ છે, તેમને અમારે હણવા ન ઘટે; હે માધવ, સ્વજનને હણીને અમે શી રીતે સુખી થવાના (૩૭)? લોભથી જેમની બુદ્ધિ નાશ પામી છે, તે કુલક્ષયનો દોષ કે મિત્રદ્રોહનું પાપ ન જોઇ શકે (૩૮), પણ કુલ-ક્ષયના દોષને સમજનાર અમે આ પાપમાંથી પાછા વળવાનું કેમ ન સમજીએ, હે જનાર્દન (૩૯)? કુલનાશથી સનાતન કુલધર્મોનો નાશ થાય છે; કુલધર્મનો નાશ થતાં આખું કુલ અધર્મમાં ડુબી જાય છે (૪૦). હે કૃષ્ણ, અધર્મ વધતાં કુલસ્ત્રીઓ દૂષિત થાય છે અને તે દૂષિત થતાં વર્ણનો સંકર થાય છે (૪૧). વર્ણસંકરથી થતા કુલઘાતકનો અને તેના કુળનો નરકે વાસ થાય છે અને પિંડોદકની ક્રિયા ન થવાથી પિતૃઓની પણ અવગતિ થાય છે (૪૨) વર્ણસંકરથી થતા કુલઘાતકના આ દોષોથી સનાતન જાતિધર્મોનો અને કુલધર્મોનો નાશ થાય છે (૪૩). નાશ પામ્યો છે કુલધર્મ જેનો, એવા મનુષ્યોનો અવશ્ય નરકે વાસ થાય છે એમ આપણે સાંભળતા આવ્યા છીએ (૪૪). અરેરે, અમે મહાપાપ કરવાને – રાજ્યસુખના લોભને માટે સ્વજનને મારવાને – તત્પર બની રહ્યા છીએ (૪૫). સામે ના થનાર, શસ્ત્ર ફેંકી દેનાર, એવા મને રણક્ષેત્રમાં ધૃતરાષ્ટ્રના શસ્ત્રધારી પુત્રો હણે, તો ય આથી તો વધારે કલ્યાણ થાય (૪૬).”

એવા સહૃદય શબ્દો બોલીને વિહ્વળતાથી અર્જુન બેસી પડ્યો અને ધનુષબાણ મુકી દીધાં.

મ્હને લાગે છે કે આ શબ્દો અર્જુનના શુદ્ધાત્માના સાચા શબ્દો છે. પણ કૃષ્ણને એ રૂચ્યા નથી અને તે સાચો ભાવ તોડ-વાને કૃષ્ણે આખી ગીતા અર્જુનને ઉપદેશી. ગીતામાં ગમે તેવું તત્ત્વજ્ઞાન હશે, પણ પરિણામે એ વિચાર પર અર્જુનને તેણે આણી મુક્યો કે યુદ્ધમાં માનવીનો સંહાર કરવો એ પાપ નથી, ધર્મ છે. અને છેવટે અર્જુન ઉચ્ચર્યો: “હે અચ્યુત, તમારી કૃપાથી મારો

મોહ નાશ પામ્યો છે, મને ભાન આવ્યું છે, શંકાનું સમાધાન થયાથી સ્વસ્થ થયો છું. હવે તમારૂં કહ્યું કરીશ" (૧૮ : ૭૩.)

મહાભારતનું યુદ્ધ અંતે થયુંજ અને માનવકુળનો સંહાર પણ થયો.

ગીતાના ઉંચા તત્ત્વજ્ઞાનને માટે સારા સંસારે ત્હેનાં વખાણ કર્યાં છે, કારણકે સારો સંસાર પશુબળનો સેવક છે, પૂજારી છે.

પણ મહાભારતના યુદ્ધથી કોઇને પણ લાભ થયો હોય એવું કોઇ લેખકે પ્રતિપાદન કર્યું મારા જાણવામાં નથી. સ્વામી દયાનંદ તો એટલે સુધી જણાવે છે કે મહાભારતના યુદ્ધથીજ ભારતની આજની અવદશા થઇ છે.

અર્જુનનાજ શબ્દો વિચારીએ. યુદ્ધનાં પરિણામો એણે સચોટ શબ્દોમાં વર્ણવ્યાં છે ને તે બરાબર ખરાં પડયાં છે:

૧. સ્વજનને હણવા ઉભેલા અર્જુનનાં ગાત્રો ગળે છે, નિર્દય માનવી સિવાય કોનાં ન ગળે?

૨. "ધૃતરાષ્ટ્રના પુત્રોને હણીને મને શો આનંદ હોય?" ઉપરના બધા શ્લોકો આની સાથે ધ્યાનથી જોઉં છું તો જણાય છે, કે આટલા સંહાર પછી અર્જુન કહે છે તેમ રાજ્ય મળ્યાથી તેમને કંઇ આનંદ કે શાન્તિ મળી નથી. દુઃખશોકહૃદયે પાંડવો જીવન ગાળવા લાગ્યા. યુદ્ધભાવનાના પ્રચારક ગુરૂ કૃષ્ણના યાદવકુળનો પણ પ્રભાસપાટણમાં એવીજ રીતે નાશ થયો; અને અંતે ઉદ્વેગ ન ખમાયો ત્યારે સર્વે પાંડવો હિમાલયે ગયા અને નાશ પામ્યા.

૩. પછીના શ્લોકોમાં જનસમાજની સામાજિક સ્થિતિ કેવી ભ્રષ્ટ થાય છે તે અર્જુન બતાવે છે, અને દૂરગામી પરિણામોમાં આપણે કેવા સમાજભ્રષ્ટ થઇ ગયા છીએ તે પ્રત્યક્ષ જોઇએ છીએ.

વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થઇ છે, અર્થાત્ વેદવ્યવસ્થિત વર્ણવ્યવસ્થા છિન્નભિન્ન થઇ ગઇ છે, અને અનેક નાતો બંધાઇ ગઇ છે અને એક બીજાને પતિત માની ધિક્કારે છે; અથવા તો લગ્નબંધનો શિથિલ થઇ વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થઇ છે. ભારતસમાજ આજે બંને રીતે વર્ણસંકર બન્યો છે.

૪. સર્વથી મોટું ભ્રષ્ટ પરિણામ આત્મિક એ આવ્યું છે કે કૃષ્ણને વિવેકી માની ત્હેનાં વાક્ય આપ્ત માન્યાં એટલે પશુબળની આપણે પૂજા કરવી ચાલુ રાખી ને તે રસ્તે ધાયા. તેનું પરિણામ નરક, ને તે આપણે ભોગવીએ છીએ.

અને યુદ્ધનાં ભ્રષ્ટ પરિણામો અનેકવિધ છે અને આ મહાયુદ્ધ પછી વિચારકો એવાં ઘણાં પરિણામો આપણને બતાવશે. મહાત્મા ટૉલ્સ્ટોયે બતાવ્યાં છે, કોઇને રૂચ્યાં નથી, માનવામાં આવ્યાં નથી.

અર્જુને સાચું કહ્યું છે કે હું બીજાને હણું તે કરતાં મ્હને કોઇ હણે તો મ્હારૂં કલ્યાણ થાય. આ વાત કેવળ સાચી છે, અને મ્હારા તા. ૫:૧:૧૯૧૮ના પત્રમાં રોમન મહાયુદ્ધ અટકાવનાર પેલા એશીયન સાધુની વાત આ મતને સાક્ષ્ય આપશે.

ડા. ભાણ્ડારકરની સ્મૃતિ અર્થે હાલ એક પુસ્તક રચાયું સાંભળ્યું છે, જોયું નથી. 'ચિત્રમય જગત'ના એક હિંદી અંકમાં તે પુસ્તકની સમીક્ષા થોડા વખત પર મ્હેં વાંચી, તે ઉપરથી જણાય છે કે તે અંકના નવમા નિબંધમાં કોઇ લેખકે આ વિષય ચર્ચ્યો છે અને તે પણ આ મતને મળતો છે. તે જણાવે છે કે ગીતા બ્રાહ્મણધર્મને નહિ, પણ ક્ષાત્રધર્મને પ્રતિપાદન કરે છે. ગમે તે પ્રકારે બીજાનો સંહાર કરી ઇષ્ટ પ્રાપ્ત કરવું એ તેનો ઉપદેશ છે. બુદ્ધના દયાધર્મનો નાશ કરવો એ તેનો હેતુ છે. એ પુસ્તક વંચાય તો વખતે કાંઇક નવું જાણવાનું મળે.

મુઆન્ઝાથી તા. ૩ : ૮ : ૧૯૧૪ને રોજ પ્રો. આનંદશંકરને આ બાબત એક પત્ર લખ્યો હતો, પણ તુરતજ યુદ્ધ શરૂ થયું ને પછી ટપાલ ગઇજ નહિ, તેથી તે પત્ર હજી મારી પાસેજ પડી રહ્યો છે. તે પત્ર આ પ્રમાણે છે :

"સાહેબ,

"મ્હારા મનમાં અનેક દિવસથી 'ગીતા' સંબધે શંકાઓ ઉત્પન્ન થાય છે અને ત્હેનું નિરાકરણ કરવાને આપની સાથે પત્ર-વ્યવહાર ચલાવવાનું યોગ્ય ધારૂં છું.

"સમસ્ત સંસારના પંડિતો માને છે તેમ હું પણ એટલું તો માનું છું કે તેમાં ઘણું ઉંચા પ્રકારનું તત્ત્વજ્ઞાન ભર્યું છે, તથાપિ તે તત્ત્વજ્ઞાનનો ઉપયોગ શ્રીકૃષ્ણે કેવા હેતુએ કર્યો? અર્જુનને માનવ-જાતિ સ્હામે, પોતાના ભાઇઓજ સ્હામે હથિયાર ઉપાડાવવામાં. આ શું કોઇ રીતે યોગ્ય હતું? આપણા હિંદુધર્મનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે अहिंसा परमोधर्मः, અને છતાં શ્રીકૃષ્ણે અર્જુન પાસે હત્યાકાણ્ડ રચાવ્યો! કોઇ કહેશે કે અધર્મીઓનો સંહાર કર્યા વિના બીજો માર્ગ ન્હોતો. હુ પુછું છું કે આત્મબળથી કરેલો સંહાર (નિવારણ) માનવજાતિને સ્વર્ગમાર્ગે લઇ જશે કે પશુબળથી? હત્યા – હિંસા – પશુબળ એ પાપ છે ને પાપથી કદાપિ સ્વર્ગમાર્ગ – પુણ્યમાર્ગ મળી શકે છે? અને મહાભારતના યુદ્ધથી ભારતસમાજને કે સમસ્ત જગત્સમાજને કોઇ પણ આત્મિક લાભ થયેલો આપ બતાવી શકો છો? ગીતાનાં ઉંચાં તત્ત્વો માટે સમસ્ત જગત્ના પંડિતોએ કંઇ ને કંઇ લખ્યું હશે, પણ મહાભારતનાં સારાં પરિણામો વિષે કોઇ પણ વિદ્વાને કશું પણ લખ્યું હોય એવો મને ખ્યાલ નથી.

"હું તો શ્રીકૃષ્ણ કરતાં શ્રીબુદ્ધને કે ક્રાઇસ્ટને ઘણે ઉંચે સ્થાને મુકું છું. શ્રીકૃષ્ણે શિષ્ય અર્જુનને કતલ કરવાનું શીખવ્યું, ત્યારે

શ્રીબુદ્ધના શિષ્ય રાજા અશોકે યુદ્ધો એકદમ બંધ કરી દીધાં, અને માંસાહાર પણ ત્યજી દીધો. અને ક્રાઇસ્ટ પણ resist not evilનો ઉપદેશ આપે છે અને જણાવે છે કે ત્હારા જમણા ગાલ ઉપર કોઇ ધોલ મારે તો ડાબો ગાલ ધર. હવે કૃષ્ણનો ઉપદેશ સારો કે બુદ્ધનો અને ક્રાઇસ્ટનો?

"અને આપે પણ આપના 'નીતિશિક્ષક' નામના પુસ્તકમાં શ્રી બુદ્ધના ઉંચામાં ઉંચા અહિંસાના ઉપદેશની વાર્તાઓ લખ્યા પછી યુદ્ધમાં જીતનારને ધન્યવાદની વાર્તાઓ લખી છે. આ બે પરસ્પર વિરૂદ્ધ વિચારોની એકવાક્યતા આપ કેવી રીતે કરી શકો છો? ખરો આત્મત્યાગી તો એ જ કે બીજાના ભલામાં—બીજાને રક્ષવામાં અને નહિ કે બીજાના ભુંડામાં—બીજાનો સંહાર કરવામાં પોતાનો પ્રાણ આપે. આ વિચારવિરૂદ્ધતાનો કૃપા કરી ખુલાસો આપશો?

"પણ હાલ એમ લાગે છે કે હાલમાં યુરોપમાં ઉપરના વિચારોની વિરૂદ્ધ જ વિગ્રહ જાગેલો છે, તેથી ટપાલ અટકશે. એટલે જ્યારે ટપાલ ખુલ્લી થશે, ત્યારે જ આ પત્ર મોકલી શકાશે.

"वसन्त નિયમિત રીતે મળ્યા જાય છે."

અણીનો પ્રસંગ આવ્યો ત્યારે ધર્માત્મા યુધિષ્ઠિર પાસે નરો વા કુંજરો વા શ્રીકૃષ્ણે કહેવરાવ્યું ને શાસ્ત્રીઓ કહે છે કે એનું પાપ યુધિષ્ઠિરને એ લાગ્યું કે તેમનો રથ એક ગજ જમીન પાસે આવ્યો.

ફરી અણીને પ્રસંગે વચનવિરૂદ્ધ કૃષ્ણે કર્ણ વિરૂદ્ધ હથિયાર ઉપાડ્યાં.

કૃષ્ણનાં વચન અને કાર્યમાં એકવાક્યતા હતી એમ માનીએ—અને હતી જ—તો ગીતા, યુદ્ધિષ્ઠિરને નરો વા કુંજરો વા બોલવાની પ્રેરણા ને હથિયાર પકડવાં એ ત્રણેનો હેતુ એક જ અને તે સંહાર. પછી ભલે ઉંડી ફીલસુફીથી, એક વાક્યથી કે એક કાર્યથી.

ધર્મનો નાશ થતો હતો, પ્રજાનું પાલન થતું ન હતું, તે અટકાવવા અર્જુનને કૃષ્ણે આ માર્ગે પ્રેર્યો, એમ કહેવામાં આવે છે. મને લાગે છે કે પાણ્ડવો સિવાય ઇતર પ્રજાજનોને કૌરવોએ હેરાન કર્યા હોય, એમ ભારતના ઉંડા અભ્યાસીને માનવું જરા મુશ્કેલ પડશે. અને જુલમ થતો પણ હોય, તોય અધર્મનો અધર્મથી નાશ નથી થતો. કાંટાને કાંટા વડે કાઢવો ઇષ્ટ છે એ સૂત્રને ધર્મવિષયમાં સ્થાન આપવાથી બહુ ભ્રષ્ટતા પ્રાપ્ત થશે. રાજદ્વારી પુરુષો એ સૂત્ર ગ્રહણ કરે છે અને તેનું જ પરિણામ અત્યારે ભોગવે છે.

"તું કરનાર કોઇ નથી. પ્રભુ સર્વ કરે છે, અને તું તો નિમિત્તમાત્ર છે, માટે અભિમાન ત્યજી યુદ્ધ કર." મને લાગે છે આ રીતે માણસ પોતે પાપમાંથી બચવાનો અને તેનો આરોપ પ્રભુને શિર ચઢાવી પોતાનો બચાવ કરવાનો પ્રયત્ન કરે છે. બાકી પ્રભુનો એવો સંકેત હોઇ શકે નહિ કે માણસને જો શાન્તિ જોઇતી હોય તો ત્હેણે હિંસા કરવી. અને કૃષ્ણના કહેવા પ્રમાણે પ્રભુસંકેતથી અર્જુને સંહાર કર્યો; છતાં તેનાં માઠાં પરિણામ પ્રભુએ નહિ, પણ અર્જુને જ ભોગવ્યાં.

મને અહિંસાધર્મ વિષે અને તેની સરખામણીમાં ભગવદ્ગીતા વિષે વારંવાર વિચારો આવે છે અને તેમાંના અત્રે કેટલાક ટાંક્યા છે.

અહીં સૌ કુશળ છીએ. ત્યાં તમે સૌ કુશળ હશો. બેનને રમાડશો. સૌ શરીર સાચવશો ને સ્નેહ પ્રવર્ત્તાવશો.

આ ઘરમાં આવ્યા પછી કુદરતની પાસે આવ્યો હોઉં એમ વારંવાર લાગે છે, અને આજે એ કુદરત સામે જ બેશી લખું છું.

એ જ, તમારો સ્નેહાળુ,
**નરસિંહભાઇ પટેલ**

—*—

# ૬. કેળવણીનો હેતુ

જુંજા,
તા. ૧૬ : ૩ : '૧૮

ભાઇ ઈશ્વરભાઇ,

તમારો તા. ૧૦ : ૨ : '૧૮નો પત્ર મળ્યો, વાંચી આનંદ થયો.

મ્હારા જીવન સંબંધી હજી ત્હમે સંભાળ રાખો છો, એ જાણી આનંદ થાય છે.

... સ્કૂલને માટે જે બોર્ડિંગ હાઉસની વ્યવસ્થા થાય છે, ત્હેને માટે ત્હમને ફંડની જરૂર છે અને તે માટે મ્હારી પાસે તથા બીજા આફ્રિકાનિવાસી બંધુઓ પાસે માગણી કરો છો.

મારી માનસિક સ્થિતિ એવી બની છે કે અત્યારે હું એ ફંડમાં નાણાં ભરી શકતો નથી. બીજા ભરે તો તે સામે વાંધો લેવાનું હાલ મ્હને કારણ નથી.

શા માટે એમ? જુઓ, તમે અને ભાઇ મોતીભાઇએ કેળવણી સંબંધે જો કાંઇ પણ કર્યું હોય તો એ જ કે હિંદુસ્તાનમાં સ્થપાએલી કેળવણીની પદ્ધતિને ત્હમે વેગ આપ્યો છે, ઘોડા છોડીને ત્હેને ત્હમે એંજીન જોડ્યું છે; એ ગાડીમાં શું ભર્યું છે, તે જોવાની ત્હમે બહુ પરવા નથી રાખી. જેને જેને પ્રકાશ મળ્યો છે, તે બધા જણાવે છે કે કેળવણીના રથને વેગ આપવાની જરૂર નથી, પણ દિશા બદલવાની જરૂર છે. આ અલંકારમાં મ્હને સમજ પડતી નથી, કારણ કે હું તો માનું છું કે ગાડીમાંનો ભાર બદલવાની જરૂર છે. દિશામાં ફેરફાર કરવાની જરૂર છે એટલે શું?

આમાં તમારો દોષ નથી — એટલે કે તમારા હૃદયનો દોષ નથી.

જગત્ જે માર્ગે દોડે છે, તે માર્ગે જોરથી દોડીને હિંદુસ્તાનને દુનિયાના બીજા બધા દેશોની હારમાં મુકી દેવાને ભલે ઇરાદે ત્હમે પણ દોડો છો એ માટે ત્હમને બધાને હું માન આપું છું.

પણ થોભો, હિદુસ્તાનને માટે થોભો, માનવજાતિને માટે થોભો.

ત્હમારે આપણા દેશનાં બાળકોને કેળવણી શા માટે આપવી છે? દરેક કાર્યનો હેતુ હોય છે અને કાર્ય કાર્યને માટે નહિ, પણ હેતુ સંપૂર્ણ કરવાને માટે કાર્ય કરવાનું છે. કેળવણી કેળવણીને માટે નહિ, પણ કોઇ હેતુસાધનાને માટે આપવાની છે. એ હેતુ તમે કયો અને કેવી રીતે માન્યો છે?

હું તમારાં કાર્યો બહુ રસથી જોતો આવ્યો છું, અને તે ઉપરથી આ હેતુઓ ત્હમે નિર્ણીત કર્યા મને જણાય છે: પશ્ચિમ એ આપણો ગુરુ છે, પશ્ચિમ આપણો પ્રભુ છે, પશ્ચિમનું સંપૂર્ણ કે અંશે અનુકરણ કરવું એ આપણો ઉન્નતિમાર્ગ છે (બેશક વિવેકથી અનુકરણ કરવું એ તો આપણો ધર્મ છે). યુરોપના જેવું સાહિત્ય હિંદુસ્તાનમાં પ્રકટાવવું, વિજ્ઞાન પ્રકટાવવું, સ્વદેશાભિમાન પ્રકટાવવું, સ્વરાજ્ય મેળવવું, હથિયારના કાયદાને રદ કરાવવો, અને જાપાનની પેઠે જગત્‌ને એક વાર દેખાડી આપવું કે રંગીત પ્રજાઓ શ્વેત પ્રજાઓથી કશામાં ઉતરે એમ નથી! એજ માર્ગે ત્હમે ત્હમારી કેળવણી આપશો તો મ્હને લાગે છે કે તેમ કરવામાં ત્હમે નિષ્ફળ નહિ જ થાઓ. પ્રયત્નથી કોણ નિષ્ફળ થાય છે?

કેળવણીનો આ જ ત્હમારો હેતુ ન હોય તો ખોટો હેતુ ત્હમારા પર આરોપ્યો તેને માટે ક્ષમા આપશો. પણ એ જ ત્હમારો હેતુ હોય તો મ્હારો વિરોધ જણાવવાની મ્હને રજા આપશો.

ઘણા યુરોપિયન લેખકોએ અભિમાનથી જણાવ્યું છે કે પશ્ચિમ તે પશ્ચિમ છે અને પૂર્વ તે પૂર્વ છે, પશ્ચિમ પૂર્વ થવાનું નથી

ને પૂર્વ પશ્ચિમ થવાનું નથી. આ સિદ્ધાન્તથી રીસાઇને ઘણા હિંદી લેખકોએ એમ મનાવવાનો પ્રયત્ન કર્યો છે કે પૂર્વ પણ પશ્ચિમ થઇ શકે અને થશે. ત્હમે પણ એમ માનો છો, અને પૂર્વને પશ્ચિમ બનાવવા દોડો છો. ધારશો તો બનાવી શકશો, પણ એમ કરવું ઇષ્ટ છે કે નહિ એ વિચારવા જરા થોભશો?

હું તો માનું છું કે પશ્ચિમે પૂર્વ થવું હોય તો થાય ( જોકે તેમ થવામાં તેનું કલ્યાણ દેખું છું ), પણ પૂર્વે પૂર્વ રહેવામાં જ તેનું કલ્યાણ છે, પશ્ચિમ થવામાં તેનો વિનિપાત છે, નાશ છે. ખુદ યુરોપના સાધુઓ અને દ્રષ્ટાઓ એમ કહે છે. શાન્તિ અને ધીરજ રાખીને એ સાધુઓનો અભ્યાસ કરશો તો ત્હમને સ્પષ્ટ જણાશે. ગયા જાન્યુઆરી માસના 'મૉડર્ન રિવ્યુ'ના અંકમાં સુધીન્દ્ર બોઝને મહાત્મા લીઓ ટૉલ્સ્ટોયના પુત્ર ઇલ્યા ટૉલ્સ્ટોયે આમ કહેલું પ્રકટ થયું છે: The outstanding question is who needs to be converted most—the Indians who are highly cultured, or the missionaries who are profoundly ignorant? Everything tends to prove that man for man Indians can teach missionaries far more than they can the Indians. It makes my blood boil when I hear any one talk of sending missionaries to India![1] ઇલ્યાના

[1] મુખ્ય પ્રશ્ન તો એ છે કે ધર્મ ફેરવવાની કોને જરૂર છે—ઉંચી સંસ્કૃતિ પામેલા હિંદીઓને કે પ્રગાઢ અંધકારમાં ડુબેલા ખ્રિસ્તી ઉપદેશકોને? એ ઉપદેશકો હિંદીઓને ઉપદેશ આપી શકે તેના કરતાં તો એકેએક હિંદી એ ઉપદેશકોને બહુ વધારે ઉપદેશ આપી શકે એમ છે. હિંદુસ્થાનમાં ખ્રિસ્તી ધર્મોપદેશકો મોકલવાની કોઇ વાત કરે છે, ત્યારે તો મારૂં લોહી તપી ઉઠે છે.

પિતા મહાત્મા લીઓએ યુરોપિયન સુધારણાને varnished barbarism[1] કહેલી છે અને સુધીન્દ્ર બોઝ કહે છે તેમ એ મહાત્મા was utterly repelled by the glitter of hollow European society. He sought for the life of simplicity, prayer and exalted poverty – the time honoured ideals of Oriental sages.[2]

વિસ્તારથી લખવાનું સ્થાન નથી, પણ અભ્યાસથી કે ધ્યાનથી ત્હમે પણ સમજી શકશો કે પૂર્વે પશ્ચિમ પાછળ બધા વિષયોમાં આંખ મીંચીને દોડવાનું નથી. સર્વે વિષયોમાં સ્વતંત્ર વિચાર કરી વિવેકથી ત્હેની દિશાના નિર્ણય ઉપર આવવું જોઇએ. ઉમરે પહોંચેલા માણસનું એ કર્તવ્ય છે. હિંદુસ્તાન ઉમરે પહોંચ્યો હોય તો ત્હેણે પણ સ્વતંત્ર વિચાર હવે કરવો જોઇએ.

અને ત્યારે હવે આપણે વિચાર કરીએ કે કેળવણીનો હેતુ શો? પશ્ચિમ કે પશ્ચિમની બરાબર થવું એ તો સ્પષ્ટ રીતે નહિ જ. મનુષ્યજીવન કુદરત અથવા તો પ્રભુને અનુકૂળ થાય, એકરૂપ થાય, એવું કરવું એનેજ હું કેળવણી કહું છું. મનુષ્યજીવનના હેતુ સ્પષ્ટ વિચારવા ઘટે. ભાઇ ભાઇની કાપાકાપી કરે, બીજાનું ધન લૂટે અને લૂટેલું ધન સાચવે અગર એ ધનથી વિલાસસામગ્રી ખરીદે, કુદરતના સાચા પુત્રનો સંહાર કરે, અનાથોના રક્ષણમાં ન ખર્ચે,

---

[1] અજવાળેલું જંગલીપણું.

[2] પોલા યુરોપિયન સમાજના ચળકાટથી એકેવારે ખિન્ન થયા હતા. સાદાઇ, પ્રાર્થના અને અપરિગ્રહ – પૂર્વના ઋષિઓની એ પ્રાચીન-પ્રખ્યાત ભાવનાઓ ઉપર રચાએલા જીવનની એમને આકાંક્ષા હતી.

પૃથ્વીના ટુકડા માટે મહાભારત યુદ્ધો મચાવે, એ યુદ્ધોને માટે સ્વાર્થાભિમાનને કે ઇર્ષ્યાભિમાનને સ્વદેશાભિમાનને નામે પૂજે; ધર્મ, સમાજ કે રાજ્યને નામે પોતાના સિદ્ધાન્તો બીજા ઉપર ઠસાવવાને બળાત્કાર વાપરે; એ અને એવા હેતુઓ મનુષ્યજીવનના તો ન જ હોઇ શકે. પશુજીવનને માટે તો શું કહીએ ? અને વિચાર કરી જોઇશું કે આપણું જીવન પશુજીવન કરતાં પણ ભ્રષ્ટતર થઇ ગયું છે. મહાત્મા ટોલ્સ્ટૉય લખે છે કે: And the people of our Christian—અને હવે તો આપણી પણ—World live like animals, guided in their lives merely by personal interests and by their struggle with one another; differing from animals only in that the animals from time immemorial have kept the same stomachs, claws and fangs, while people move with ever-increasing rapidity from road to railroads, from horses to steam, from spoken sermons and letters to printing, to telegraphs and telephones and from sailing boats to ocean steamers, from swords to gunpowder, cannons, quick-firing guns, bombs and war-äroplanes. And life with telegraphs, telephones, elctricity, bombs and äroplanes and with hatred of all for all, directed not by some uniting spiritual principle, but, on the contrary, by animal instincts which divide, and which enjoy mental powers for their own satisfaction, be-

comes ever more and more insane and wretched.[1]

મનુષ્યજીવનનો આ હેતુ—ધર્મ ન હોઇ શકે. આપણા સંસ્કૃત કવિએ કહ્યું છે કે માણસમાં અને પશુમાં ધર્મનો ભેદ છે. એ ધર્મ આપણામાં ન હોય તો આપણે પશુ છીએ. અને ત્યારે એ ધર્મ કયો? કુદરત કે પ્રભુની સમીપ થવું, તેની એકરસતા પામવી; અનંત શાન્તિ પ્રાપ્ત કરવી. એ શાન્તિ વિશ્વસ્નેહથી પ્રાપ્ત થઇ શકે, અહિંસાધર્મથી થઇ શકે. ઇતિહાસના પૂર્વકાળથી માણસ બળાત્કારથી એ શાન્તિ મેળવવા પ્રયત્ન કરી રહ્યો છે, પણ મળી નથી. હવે જમાનો આવ્યો છે કે સ્નેહથી શાન્તિ મેળવવાનો પ્રયત્ન કરી જોવો. મહાત્માઓ કહે છે કે સ્નેહ સિવાય શાન્તિનો બીજો ઉપાય નથી. વ્યવહારમાં આપણે એજ જોઇએ છીએ, અને એજ સિદ્ધાન્તે તમે શાળાઓમાંથી શારીરિક સજાઓ બંધ કરી છે.

---

[1] અને આપણા ખ્રિસ્તી સમાજના લોક માત્ર સ્વાર્થે અને પરસ્પરને કલહે પ્રેરાઇને પશુઓના જેવું જીવન જીવે છે; પશુઓમાં અને એમનામાં ફેર એટલો જ છે કે પશુઓ અતિપ્રાચીન કાળથી એ ને એ જઠર, પંજા અને દાંત રાખી રહેલાં છે, ત્યારે માણસોએ ખૂબ ત્વરાથી રસ્તાને બદલે આગગાડી, ઘોડાને બદલે વરાળયંત્ર, ભાષણોને ને કાગળોને બદલે છાપખાનાં, તાર અને ટેલીફોન, વહાણોને બદલે આગબોટો, તલવારોને બદલે બંદુકો, તોપો, મશીન ગનો, બોમ્બ ને યુદ્ધવિમાન શોધી કાઢયાં છે. અને તાર, ટેલીફોન, વિજળી, બોમ્બ અને યુદ્ધવિમાન વાળું; એકેએક વિષયમાં સૌ સામેના તિરસ્કાર વાળું; ઐક્ય પ્રવર્તાવતા કોઇ આધ્યાત્મિક સિદ્ધાન્તે નહિ, પણ વળી ભેદભાવ ઉત્પન્ન કરતી અને પોતાનાજ સંતોષને માટે માનસિક શક્તિમાં રાચતી પશુભાવનાએ પ્રેરાતું જીવન વધારે ને વધારે ભ્રષ્ટ અને પામર થતું જાય છે.

ત્યારે જીવનનો હેતુ—મનુષ્યનો ધર્મ—શાન્તિ, સુખ નહિ પણ શાન્તિ ( એમાં જ સાચા સુખનો સમાવેશ છે ) પ્રાપ્ત કરવી. અને કેળવણીનો હેતુ એ ધર્મનું પરિસ્ફોટન થાય એજ હોવો જોઇએ.

તમે આ હેતુ ધ્યાનમાં ન રાખતાં, યુરોપની બરાબરી કરવાના હેતુથી કેળવણી આપશો તો તમારી શાળાઓ ધર્મશાળાઓ નથી, પણ પવિત્ર મનાયલાં, પણ ખરી રીતે તો અપવિત્ર અને નિર્દય કુરૂક્ષેત્રો છે. હિંદુસ્તાનને તમારે દૃષ્ટિબિંદુએ ઉંચે ચઢાવશો, સ્વરાજ્ય મેળવશો, સાયન્સમાં નિપુણ થશો, હથિયારોમાં સિદ્ધહસ્ત થશો. પછી બલુચિસ્તાન, અફઘાનિસ્તાન કે ઇરાન કબજે કરશો; વખતે યુરોપમાં એકાદ કોલોની લેઇને ત્હમારા મનોરથ પરિપૂર્ણ કરશો ને જાપાનને પગ તળે છુંદશો. પણ તમને શાન્તિ ક્યાં? કીડીઓની રાણી પેઠે ગુલામ રાખનાર ઘણું કરીને ગુલામ થઇ પડે છે, એ ભય ત્હમને સદા રહેશે અને ત્હેમાંથી બચવાને ત્હમે જન્મારાભર ધમામસ્તી કરશો. મહમદ ગજનવી મરતી વખતે પૈસાનો ઢગલો કરી રોયો કે ધમામસ્તી કાંઇ કામ ન આવી, ને શાન્તિનું મુખ તો દીઠું નહિ. એ દશા આપણી જરૂર છે. ધર્મ સિવાય સર્વ ભ્રષ્ટ છે.

કેળવણીના ત્હમારા પ્રયત્નોમાં સહાયતા આપવા ભાઇ મોતીભાઇ લાઇબ્રેરીઓ સ્થાપી રહ્યા છે, ને લોક જલદી જલદી વાંચીને તૈયાર થાય એવી યોજનાઓ કરે છે. પણ એમને આટલો સંદેશો પહોચાડજો: "જે પુસ્તકના પૃષ્ઠ ઉપર સ્નેહધર્મ નથી, તે પુસ્તક નથી; અને જે પુસ્તકાલયમાં એવાં પુસ્તકો નથી, તે પુસ્તકાલય નથી. લોકને સત્વર શાન્તિ કે સુખ આપવાનો હેતુ હશે તો ત્હેમાં એથી નિષ્ફળ જશો, સંહાર તો અતિ વેગથી કરાવશો. કૃપા કરીને એ માર્ગેથી પાછા વળો."

મારા આ પ્રકારના વિચારોથી ત્હમારી શાળાઓમાં કોઇ પણ પ્રકારની સહાયતા આપી શકતો નથી, તેમ બીજાને તેમ આપવાનું કહી શકતો નથી, એ માટે ક્ષમા આપશો.

ત્હમને આશ્ચર્ય લાગશે કે મારા વિચારોમાં આ પ્રકારનો ફેરફાર આમ ઓચિંનો કેમ થયો? એક છેડેથી બીજે છેડે કેમ જઇ બેઠો? આનો ખુલાસો હું આવતા પત્રમાં કરીશ. સર્વને ખબર પુછશો, સ્નેહસમાચાર કહેશો. હાલ તો એ જ.

આપનો
**નરસિંહભાઇ**

---*---

## ૭. પરિવર્તન

**જીંજા,**
તા. ૨૩ : ૩ : '૧૮

**ભાઇ ઇશ્વરભાઇ,**

"ત્હમને આશ્ચર્ય લાગશે કે મ્હારા વિચારોમાં આ પ્રકારનો ફેરફાર આમ ઓચિંતો કેમ થયો? એક છેડેથી બીજે છેડે કેમ જઇ બેઠો? આનો ખુલાસો હું આવતા પત્રમાં કરીશ." એવું મ્હેં તા. ૧૬ : ૩ : ૧૯૧૮ના પત્રને અંતે જણાવ્યું હતું. આજે તેથી મ્હારા જીવનની અમુક કાળની અમુક દિશાની ઝાંખી રૂપરેખા દોરૂં છું.

સને ૧૮૯૫માં વડોદરામાં અભ્યાસ કરતી વેળાએ ત્હમારી બધાની સાથે પબ્લીક પાર્કમાં રહેવા આવ્યો, ત્યારે ભાઇ મોતીભાઇ, ડાહ્યાભાઇ, જીવાભાઇ વગેરે સંબંધીઓ દ્વારા મ્હારામાં સ્વદેશાભિમાનના વિચારોનો પ્રવેશ થવાનો આરંભ થયો, અને ત્હેના પહેલા પરિણામમાં સ્વદેશી વસ્તુ વાપરવાનો નિશ્ચય થતો ગયો.

મ્હને લાગે છે કે મ્હેં હિંદુસ્તાન છોડ્યો, ત્યાં સુધી સ્વદેશી વસ્તુ બનતા સુધી મોટે ભાગે ત્યારથી વાપરતો આવેલો.

ત્યાર પછી નિશાળની નોકરી સ્વીકારી દ્વારકા અને મહેસાણા અને પાદરા ફર્યો. વાંચવાનો અભ્યાસ મ્હને યાદ છે કે બહુ નાનપણથી હતો, તે તે વખતે પણ રહેલો, જોકે કંઇક શિથિલ થયેલો. ત્યાં સુધી ધર્મ સંબંધે વિચાર કદીજ કરેલો નહિ. પણ પાદરામાં કંઇ ફર્યો ને જેને શાસ્ત્રધર્મ-Scriptural Religion કે Orthodoxy-કહી શકીએ એવો ધર્મ સંસ્કારને લીધે સ્વીકાર્યો. પાદરામાં અને ત્યાર પછી વડોદરામાં પણ થોડો કાળ રોજ શંકરનું દર્શન કર્યા વિના ખાતો નહિ. વડોદરામાં તો ગીતાનો એક અધ્યાય રોજ-વગર સમજ્યે અને તેથી એ થોડું વિચાર્યે-વાંચ્યા પછીજ ભોજન લેતો. મ્હારૂં મન ચંચળ હશે કે સત્ય તરફની અભિરૂચિ હશે, કે ગમે તે હશે, પણ હું જોઉં છું કે મ્હારા વિચારો જેટલી વાર અને જે પ્રકારે બદલાયા છે, તેટલી વાર અને તે પ્રકારે વિચાર બદલનાર માણસ તરંગી કે અનિશ્ચિતનેજ નામે જગતમાં ઘણી વાર નિંદાય. પણ તેવી નિંદા મ્હારી થાય કે ન થાય, તોયે એટલું કહ્યા વિના ચાલતું નથી કે મ્હારા વિચારો ઘણી વાર બદલાયા ગયા છે. હાલના વિચારો ફરી જશે કે કેમ તે અત્યારે કહી શકું નહિ. પણ સત્ય સમજાયે વિચારો બદલવા કદી ભય કે સંકોચ કરવા મ્હને ઠીક લાગશે નહિ.

ઇ. સ. ૧૯૦૦માં વડોદરામાં આર્યસમાજના સાહિત્યનો અભ્યાસ કર્યો અને ઉપરના પ્રકારની માનસિક સ્થિતિને કારણે આર્યસમાજમાં દાખલ થયો. આર્યસમાજે મ્હારા જીવન ઉપર બહુ ઉંડી અસર કરેલી અને મ્હને લાગે છે તે વખતની છાપ હજી મ્હારામાંથી ભુંસાઇ નથી, અથવા એમ કહું તો પણ ચાલે કે ત્યાર પછી મ્હારા વિચારોમાં જે જે ફેરફારો થયેલા, તે બધાના મૂળમાં

હજી તે છાપ ઓતપ્રોત ચાલતી આવેલી જોકે આર્યસમાજનો મુખ્ય સિદ્ધાન્ત–વેદ ઇશ્વિરપ્રણીત છે એ–હું કદી જ સ્વીકારી શકેલો નહિ. છતાં પણ એ સમાજે મ્હારામાં ઉત્સાહ, આશાવાદ અને પ્રયત્નવાદ કંઇક સારે અંશે પ્રેરેલા.

એવે સમયે રા. મણિશંકર રત્નજી ભટ્ટ, પ્રથમ ક્રિશ્ચિયન થયેલા, ત્હેમણે આર્યસમાજની દીક્ષા લીધી. એ અંતરથી કદી આર્ય-સમાજને માનતા હોવા નહિ જોઇએ, પણ ખ્રીસ્તિ ધર્મમાંથી હિંદુ ધર્મમાં પ્રવેશ કરવાનું દ્વાર માનીને એ દીક્ષા લીધી હોવી જોઇએ એમ હજીયે મ્હને લાગે છે. હાલમાંજ દેશનાં વર્તમાનપત્રોમાં વાંચ્યું છે કે પ્રો. જદુનાથ સરકારે પણ ખ્રિસ્તિ ધર્મ છોડી આર્ય-સમાજનો ધર્મ ગ્રહણ કર્યો છે, એ પણ એ જ કારણે ગ્રહણ કર્યો છે, એમ જ હોવું જોઇએ. કારણકે એવા ઉંડા અભ્યાસીઓને આર્યસમાજથી સંતોષ અને શાન્તિ મળે એમ મ્હને લાગતું નથી. ગમે તે કારણ હોય, પણ પ્રો. ભટ્ટે આર્યસમાજમાં પ્રવેશ કર્યો, અને ત્હેમની સૂચનાથી ત્હેમના અનુયાયી ભાઇ શિવાભાઇ અને કરૂણાશંકરે તે સંસ્થાના સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો. પુસ્તકો મ્હારી પાસે હતાં, તે ભાઇ શિવાભાઇએ વાંચવા લીધાં. ભાઇ શિવા-ભાઇ સાથે ત્યારથી મ્હારો સંબંધ બંધાયો.

ભાઇ મોતીભાઇના ઉત્સાહથી તેવે જ સમયે 'મિત્રમંડળ' વડોદરામાં સ્થપાયું. અને સારૂં ન થયું કે થોડો વખત ઉત્સાહથી કામ ચાલ્યા પછી, વસોમાં રા. ગો. મા. ત્રિપાઠીના પ્રમુખપણા નીચે વાર્ષિકોત્સવ ઉજવાયા પછી, કેટલાક નિરૂત્સાહી ભાઇઓના નિરૂત્સાહથી તુટી પડ્યું. મ્હને લાગે છે કે ભાઇ મોતીભાઇએ અતિ ઉત્સાહથી ત્હેને વસોમાં એવું સ્વરૂપ આપ્યું કે બીજે વર્ષે કામ કરનારા, એવું થઇ શકશે નહિ, એમ માની પાછા હઠી ગયા. આ મિત્રમંડળમાં ભાઇ કરૂણાશંકરનો સંબંધ જોડાયો. ભાઇ શિવાભાઇ

અને કરૂણાશંકરના સંબંધે પ્રો. મણિશંકર ભટ્ટ સાથેનો સંબંધ થયો.

આ બધી વાતો કદાચ ત્હમે જાણતા પણ હશો, પણ અત્રે ખાસ જણાવવાનું કારણ એ કે પ્રો ભટ્ટે મ્હને પ્રથમ ટૉલ્સ્ટૉય સંબંધે ખ્યાલ આપેલો. ઇ. સ. ૧૯૦૩માં વડોદરા રાજકુમારના લગ્નપ્રસંગે પ્રો. ભટ્ટ વડોદરામાં આવેલા, અને ત્યારે ત્હેમની સાથે મ્હારો પહેલો મેળાપ થયલો. તે પ્રસંગે ત્હેમણે મ્હને ટૉલ્સ્ટૉયનું Root of the Evil એ નામનું ન્હાનું પુસ્તક આપેલું, ને એ રશિયન મહાત્મા વિષે ઘણી વાતો પણ કરેલી. એ પુસ્તક મ્હેં વાંચ્યું અને જીવનની નવી દિશા ઉઘડી. બે ત્રણ વર્ષ સુધી એ પુસ્તકના વિચારો સંબધે ઝીણા ઝીણા ખ્યાલ થયા કરેલા, અને ઇ.સ. ૧૯૦૫માં એને પરિણામે 'બુદ્ધિપ્રકાશ'માં 'જગતનો પ્રવાહ' પ્રસિદ્ધ થવા લખેલો. પણ અત્યારે આશ્ચર્ય ઉપજે છે કે એ મહાત્માનાં બીજાં પુસ્તકો વાંચવા મ્હેં કેમ પ્રયત્ન નહિ કર્યો હશે? મ્હને અત્યારે સમજણ પડતી નથી, માત્ર અફસોસ થાય છે.

સાહિત્યનો જો કાંઇ મ્હેં અભ્યાસ કર્યો હોય, તો તે પણ મ્હેં તે સમયમાં જ શરૂ કરેલો.

વડોદરા કોલેજની લાઇબ્રેરીમાં નોકરી કરતો હતો, ત્યારે ડાર્વિન ઉપર નજર પડેલી. ત્હેના અભ્યાસથી ઉત્ક્રાન્તિવાદ ઉપર શ્રદ્ધા થઇ, ને આર્યસમાજ ઉપરથી તેટલી ઘટતી ગઇ. લાલા દ્વારકાદાસ, હંસરાજ, ને લાજપતરાય જેવાઓની સાથે વાત કરતાં પણ આર્યસમાજ ઉપર ફરી શ્રદ્ધા ચોંટી નહિ, ને ઉત્ક્રાન્તિવાદ ઉપર વધતી ચાલી.

ત્યાર પછી મહેસાણે બદલી થઇ ને પ્રો. હેકલનું Riddle of the Universe વાંચ્યા પછી છેક નાસ્તિક બન્યો. 'આ જગત કયા ઇશ્વરે રચ્યું?' એ ઉપર લેખ લખી 'જૈન સમાચાર'ના

તંત્રીને ત્હેની માગણીથી પ્રસિદ્ધ કરવા આપ્યો. હજી એ વિષયમાં મ્હારા વિચારો એના એ જ છે. પણ ઈશ્વર હશે કે નહિ હશે, તો પણ આપણે સારાં હઈશું તો કાંઈ હરકત નહિ, આત્મા સ્વર્ગમાં જ — શાન્તિમાં જ — રહેશે, નહિ તો નરકમાં — અશાન્તિમાં — પડશે, એ કારણે ઈશ્વરના અસ્તિત્વના કે નાસ્તિત્વના વિચારો કરવા કે કોઈની સાથે એ બાબત વાત કરવી બીલકુલ છોડી દીધી છે.

પણ તેવામાં મ્હારે — બેશક મ્હારે જ — કમનશીબે બંગભંગ થયો, બંગાળીઓ સરકાર સામે ઉશ્કેરાઈ ગયા ને ત્હેની અસર આખા હિંદમાં થઈ. હું પણ લોકપ્રવાહમાં તણાયો. ટૉલ્સ્ટૉયના આછા સંસ્કારો બીલકુલ ભુંસાઈ ગયા. કોઈ કોઈ વાર સ્ફુરતા, પણ તુરત ચાલ્યા જતા. આ વખતના મ્હારા લેખો પણ હવે તો ભ્રષ્ટ લાગે છે. હવે એવું કદી ન લખું, એમ અત્યારે લાગે છે. સરકારે મ્હારાં કેટલાંક પુસ્તકો રાજદ્રોહી ગણી રદ્દ કરી નાખ્યાં છે, પણ હું તો 'લતાકુમારી' સિવાય મ્હારાં બધાં પુસ્તકો, ત્હેમાંના અમુક અમુક વિચારો બાદ કરીને ભ્રષ્ટ માનું છું ને રદ્દ કરૂં છું. જોકે 'આ જગત કયા ઈશ્વરે રચ્યું?' ત્હેનો મ્હોટો ભાગ હજી મ્હને ખરો લાગે છે. એ ધમામસ્તી અને તોફાનમાં હું આગળ જ ધસ્યો:

પાપી હૃદયે પાપ જ દીઠું,<br>
દુનિયા સર્વે પાપી દીઠી,<br>
**પાપપ્રપાતે પડતું મેલ્યું,**<br>
**પાછું ના જોયું.**

આમાં મ્હારા સિવાય બીજા કોઈનો દોષ નથી, ટોચે ચઢ્યો અને ત્યાંથી બરાબર પછડાયો.

અહીં સુધીના જીવનપ્રદેશના મ્હોટા ભાગથી ત્હમે જાણીતા છો. પણ હવે હું, ત્હમે કંઈ જાણતા નથી, એવા મ્હારા જીવન-

પ્રદેશમાં પ્રવેશ કરૂં છું અને ત્યાંજ મ્હારા જીવનનો ફેરફાર અને ત્હેનાં કારણ સમજશો.

મુંબાઇની જેલમાંથી છુટીને પોલીસના કોપથી બચવાને હું પાંદિચેરી જઇ રહ્યો. સરકાર સ્હામેનો મ્હારો ક્રોધ અને ઇર્ષ્યા ત્યાં પણ જ્વલન્ત હતાં. અને પોલીસની આંખ મ્હારા પર ત્યાં પણ એવીજ ઠેપી હતી, અને આખરે ત્યાંથી મ્હારે ત્હેની કૃપાથીજ ખસવું પડ્યું. મોમ્બાસા આવ્યો, ત્યાં પણ તે લોકોએ એ કૃપા-દૃષ્ટિ કમી કરી નહિ, અને આખરે ત્રણેક માસ ત્યાં રહી મ્હારે મુઆન્ઝા—જર્મન ઇસ્ટ આફ્રિકામાં—રહેવા જવું પડ્યું. હવે જ મ્હને અને પોલીસને કાંઇક નિરાંત વળી. પણ એથી મ્હારો ક્રોધ કે ઇર્ષ્યા શમ્યાં ન હતાં, ઉલટાં વધ્યા જતાં હતાં. હું શાન્ત થયો ન હતો, પોલીસના ભયથી દબાઇ ગયો ન હતો, પાંચ વર્ષ પુરાં થયે દેશમાં જવું ને સરકારને હેરાન કરવાના માર્ગો જડે તેટલા લેવા, એ નિશ્ચય ઉપર દિનપ્રતિદિન દૃઢ રીતે જતો હતો, દુઃખે મ્હને ઢીલો નહોતો કર્યો.

બરાબર મ્હારા મનની આ સ્થિતિમાં એક એવી ઘટના બની કે મ્હારૂં જીવન રૂપાન્તર થઇ ગયું—બીલકુલ વિરૂદ્ધ પ્રવાહે વહ્યું. પ્રસંગ પોતે બહુ મહત્ત્વનો નહિ હતો, પણ તે મ્હારા જીવનને માટે બહુ મહત્ત્વનો બન્યો. ધમામસ્તીમાં ચાળીશ વર્ષ વ્યતીત કર્યાં પછી એ પ્રસંગ બન્યો.

અનેક અંગ્રેજ મુસાફરો મુઆન્ઝા થઇને જર્મન ઇસ્ટ આફ્રિ-કામાં મુસાફરી કરવા આવતા. તેઓ પ્રવાસસમય ગાળવાને માટે પોતાની પાસે અંગ્રેજી નવલકથાઓ રાખતા અને વાંચતા. તે કથાઓ વંચાઇ રહે અને નકામી પડે, એટલે બીજી વાંચવા જોઇએ. પણ રસ્તામાં ક્યાંથી મળે? મ્હારી પાસે કેટલાક પુસ્તકો હતાં, ત્હેમાં

અંગ્રેજી નવલકથાઓ પણ હતી. તેથી આવા મુસાફરો પોતાની વાંચી લીધેલી કથાઓ મ્હને આપી જાય અને બદલામાં મ્હારી પાસેથી લેઇ જાય. આ ક્રમ કેટલાક માસ સુધી ચાલેલો. છેવટે એક મુસાફર સને ૧૯૧૪ના જુલાઇમાં આવ્યો. તે પોતાની નવલકથાઓ મ્હને સોંપી ગયો, અને મ્હારી પાસેથી તે લેઇ ગયો. હું તે સમયમાં પણ નવલકથા તો વાંચતો નહિ, પણ એમ બદલામાં આવતાં પુસ્તકો સ્હેજ ઉથલાવી જતો. આ છેલ્લા મુસાફરનાં પુસ્તકો જોતાં 'A Murderer's Remorse' નામે ટૉલ્સ્ટૉયનું એક પુસ્તક હાથ આવ્યું. એ મહાત્માના જુના સંસ્કારો ફરી એક વાર સ્ફુર્યા અને એ પુસ્તક વાંચવાની ઇચ્છા થઇ. વાંચ્યું અને ઘણું સારૂં લાગ્યું. ફરી વાંચ્યું, ફરી વાંચ્યું. કાચા સંસ્કારો પાકા થતા ગયા અને ધમામસ્તીના ને પાપના સંસ્કારો સ્પષ્ટ રીતે ભ્રષ્ટ જણાવા લાગ્યા. અંગ્રેજી નહિ જાણનારા સંબંધીઓને માટે ત્હેનું ગુજરાતી ભાષાન્તર કર્યું, ને ઘણાને વંચાવ્યું. રાજ્યનાં, સંસારનાં, ધર્મનાં અનેક પાપો સ્પષ્ટ થતાં ગયાં. સ્પષ્ટ થયું કે રાજ્યસ્થિતિ સાચવનાર અને ત્હેને તોડી પાડનાર, જે જે લોકો બળથી – તલવારથી – પ્રયત્ન કરે છે, તે સર્વે પાપ કરે છે. માનવસ્વતંત્રતાની વાતો કરવી અને એ પોતાના સિદ્ધાન્તો પ્રવર્તાવવા માટે તલવાર પકડવી, બીજાને પોતાના સિદ્ધાન્ત બળાત્કારે મનાવવા, એ બે વાતો વિરૂદ્ધ છે. બળાત્કાર વાપરવો એ સ્વતંત્રતાને માટે નહિ, ગુલામગિરિને માટે છે.

મનની આમ સ્થિતિ હતી, તેવામાં જ – એક માસમાં જ – યુરોપમાં ભયંકર વિગ્રહ જાગ્યો. રોજ રોજ હત્યાકાણ્ડોના સમાચાર આવવા લાગ્યા. સ્વતંત્રતાને નામે જાગેલા વિગ્રહમાં 'કત્લે આમ' સિવાય બીજું કંઇજ નજરે ન પડે, એ કેવા પ્રકારની સ્વતંત્રતા અને માનવતા! એક માણસની હત્યા કરનાર ફાંસીએ ચ્હડે અને હજારોની હત્યા કરનાર સૈનિક ફુલમાળા પામે એ તે કેવા પ્રકારની સ્વતંત્રતા અને

માનવતા! આ વિગ્રહે મ્હારા સંસ્કારોને અનેક રીતે દૃઢ કર્યા.

એ પણ સ્પષ્ટ થયું કે યુરોપમાં સુધારણાને નામે—civilizationને નામે—devilization ચાલી રહ્યું છે, સાયન્સનો એ ભ્રષ્ટ હેતુને કારણેજ ઉપયોગ થયો છે અને તે ટોચે પહોંચીને જે અવશ્ય પરિણામ આવવું જોઇએ તે આવ્યું છે. માટે પૂર્વે પશ્ચિમની એ સુધારણાને રસ્તે દોડવું નહિ જોઇએ.

વિગ્રહનાં શરૂઆતનાં બે વર્ષો હું મુઆન્ઝામાં રહ્યો. જર્મન ઇસ્ટ આફ્રિકાના બધા હિંદીઓની પેઠે હું પણ બહારની દુનિયાથી દૂર થઇ પડયો. અમારો સંબંધ બહારની દુનિયાથી બીલકુલ કપાઇ ગયો. વાયરલેસ ટેલીગ્રાફીથી બર્લીનના યુદ્ધ વિષયે જે સમાચારો આવતા, તે સિવાય બહારની દુનિયાની અમને ખબર પડતી નહિ. બેશક મી. ગોખલે ગુજરી ગયા અને નવા વાઇસરાય આવ્યા અને એવા એવા ઇંડિયાના મહત્ત્વના સમાચારો એજ માર્ગે મળતા, અને બાકી ઇંડિયા સંબંધે ઘણા ગપ્પાં આવતાં. અમને દેશનાં કુટુંબીઓ વિષે ચિંતા થતી, અને અમારા વિષે ત્હેમને એથાયે વધારે ચિંતા થતી હશે, એ વિચારથી અમારી ચિંતામાં વધારો થતો. ધંધા રોજગાર ધીરે ધીરે ઠંડા પડી ગયા ને છેવટે બંધ થઇ ગયા. ઘણા નોકરોને શરૂઆતથી રજા મળી ને મ્હને પણ શરૂઆતમાંજ રજા મળેલી. મ્હારી પાસે ગુજરાનનું બીજું સાધન તો હતુંજ નહિ, પણ ગામનાં બાળકોને અને યુવકોને અંગ્રેજી ભાષા શિખવવાનો વિચાર કર્યો. શાળા કાઢવાને માટે સરકારની પરવાનગી જોઇએ અને બેશક યુદ્ધને સમયે જર્મનો પોતાના શત્રુ અંગ્રેજોની ભાષા શીખવવાની પરવાનગી આપેજ કેમ? પણ એ સિવાય બીજો માર્ગ હતો નહિ, એટલે પરવાનગી માગવાનું સાહસ કર્યું. અને કેટલીક માથાફોડ પછી મ્હારી આર્થિક સ્થિતિ ધ્યાનમાં લેઇ એવી પરવાનગી આપવાની ઉદારતા તે સરકારે બતાવી! હવે મ્હને ગુજરાનની મુશીબત

રહી નહિ. વધારેમાં વધારે એક માસે રૂા. ૭૫ અને ઓછામાં ઓછા એક માસે રૂા. ૧૫ મળેલા. પણ સરેરાશ રૂા. ૨૫–૩૦ મળતા અને અમે, ધણીધણીઆણી ને બે બાળકો અને એક કાયમનો મેમાન, એમ પાંચ જણ સંતોષથી દિવસો ગાળતાં. આ બંને વર્ષ એમ જ ચાલ્યાં ગયાં.

પણ તે બે વર્ષોમાં મ્હને વખત પુષ્કળ મળતો. વિચારવાને ઘણો વખત મળતો ને તે બધો અથવા મ્હોટો ભાગ ટૉલ્સ્ટૉયના એકલા એ જ પુસ્તક ઉપર વાંચવા અને વિચારવામાં ગાળતો. જર્મન ઇસ્ટ આફ્રિકામાં પણ યુદ્ધો નિરંતર થતાં અને કાપાકાપીથી અને નિરાધાર પ્રજાજનોના સત્યાનાશથી ત્રાસ છુટતો. અને તેથી ટૉલ્સ્ટૉયના પુસ્તકે આપેલા સંસ્કારોને પુષ્ટિ મળતી.

એ જ વખતે એક એક કલાક બચાવીને જર્મન ભાષાનો અભ્યાસ કરવા માંડ્યો. એક વર્ષ સુધી એમ ઘેર ખાનગી રીતે જાતે અભ્યાસ કર્યો ને પછી સરકારી શાળામાં રોજ એક કલાક ભણવા જતો. હેડ માસ્તર જર્મન હતો, અને તે એટલો બધો ભલો હતો કે કહેવાની વાત નહિ. તે પ્રથમ બ્રિટિશ અને જર્મન ઇસ્ટ આફ્રિકામાં પાદરી હતો–પ્રોટેસ્ટંટ પાદરી હતો, અને રૂા. ૮૦)માં નોકરી કરી કુટુંબનું ગુજરાન કરતો. સાચો–સાચા જેવો–ક્રિશ્ચિયન હતો, ટૉલ્સ્ટૉય સંબંધે ઘણું જાણતો. ત્હેની સ્ત્રી પણ ભલી હતી. મ્હારે ત્યાં વારંવાર આવતો અને બહુ વિનયથી મ્હારા કુટુંબ સાથે વર્તતો. ઉમરે મ્હારા કરતાં ન્હાનો હતો, અને તેથી મ્હારી સ્ત્રીને 'મામા' એટલે મા કહીને બોલાવતો. મ્હારાં બાળકોને ખોળામાં બેસાડીને રમાડતો. મ્હારાં બાળકો કામ માટે કે રમવાને માટે એને ઘેર જતાં. મ્હારા ઘરથી એનું ઘર અર્ધોક માઇલ દૂર હતું અને એક ન્હાના ખડક ઉપર હતું. ઉપર ચ્હડતાં બાળકો થાકી જાય. વાત કરતાં ગઇ કાલે જ એક વાત તે માસ્તર વિષે બાળકોએ મ્હને કરી. બાળકો ઘેરથી નિશાળમાં અમસ્તાં માસ્તર પાસે ગયાં અને

માસ્તરની સાથે નિશાળમાંથી છુટીને એને ઘેર ગયાં. બાળકો ખડક ઉપર ચ્હડતાં થાકતાં નહિ, પણ થાકશે જાણી નાની શાન્તાને ત્હેણે ઉંચકી લીધી ને ખભે બેસાડીને ઉંચકી ઘેર લેઇ ગયો! એ વાતની ખબર તો મ્હને છેક ગઇ કાલે પડી. એવા એવા પ્રસંગોથી મ્હને ત્હેના માટે પૂજ્યભાવ થયેલો અને એને પણ મ્હારે માટે સારી લાગણી હતી. આપણા હિંદુસમાજના જેવીજ સભ્યતા તે દેખાડતો. ત્હેના ઘરમાં આરામખુરશી એકજ હતી, હું જતો ત્યારે તે આરામખુરશી ઉપર બેઠો હોય તો ઉઠી જાય અને મ્હને બેસવાનું કહે. હું પણ નહિ બેસું અને તે પણ નહિ બેસે, અને તે ખાલી પડી રહે. ત્હેની બૈરી પણ ઘણું કામ હાથે કરતી ને કપડાં તથા વાસણ હાથે ધોતાં મ્હેં તેને વારંવાર જોયેલી, જોકે માસ્તરને તે વખતે રૂ. ૩૭૫] પગાર મળતો. અમે વારંવાર વાતો કરતા અને ત્યારે તે જણાવતો કે અમારા લોકો પણ હાથે કામ કરનારની આબરૂ માને છે અને નોકરોથી કામ લેનાર જોકે ધનવાન તરીકે આબરૂ પામે છે, પણ આળસુ ગણાય છે. એ માસ્તરની અને ત્હેના સંતાની અને સુખી કુટુંબની જેટલી વાતો કરૂં એટલી ઓછી છે.

એની સાથેનો મ્હારો સહવાસ તો માત્ર સાત આઠ માસનો જ હતો, કારણકે અંગ્રેજ સેનાએ મુઆન્ઝા સર કર્યું એટલે ત્હેને કેદી તરીકે ઈંડિયા લેઇ જવામાં આવ્યો હશે અને તે અહમદનગરમાં હશે. તે પાદરી હોવાથી યુદ્ધ કરવામાં અજાણ્યો હતો; તે મ્હને કહેતો કે મ્હેં કદી હથિયાર પકડ્યાં નથી ને પકડવાં નથી. અને જ્યારે યુદ્ધ છેક પાસે આવતું ગયું, ત્યારે સ્વાહિલી ભાષામાં બોલી ઉઠેલો કે "કામા વાટાનીપેલેકા મ્વીટાની, નીટાકુફા બુરે. (જો તેઓ મ્હને યુદ્ધમાં મોકલશે, તો હું મફતમાંજ માર્યો જઇશ.)"

આટલા ટુંકા સહવાસમાં ત્હેની પાસેથી કંઇક જર્મન શીખ્યો, ને તે ભાષાના ઉચ્ચાર શુદ્ધ કર્યા, કંઇક બોલતાં શીખ્યો. પણ

વધારે ઉપયોગી તો એ હતું કે ટૉલ્સ્ટૉય સંબંધે વાતો કરવામાં અમને બહુ નવું નવું મળેલું. હું અને તે બંને એકલા પાસે આવેલા પર્વતોમાં વાતો કરતા રઝળતા અને અનેક વિષયોની વાતો કરતા. યુરોપના વિગ્રહથી એને પણ બહુ અફસોસ થતો, જોકે કોઇ કોઇ વાર સ્વદેશાભિમાન દેખાડતો. યુરોપના સમાજવ્યવહારમાં આ વિગ્રહથી બહુ ફેરફાર થશે અને ઘણી સારી ચીજોનો નાશ થઇ જશે એમ કહેતો. ટુંકામાં એના સંબંધથી ટૉલ્સ્ટૉય વાળા અહિંસા-ધર્મના મ્હારા સંસ્કાર દૃઢ થયા અને ખ્રિસ્તિ ધર્મ વિષે મહત્તાનો પ્રકાશ મ્હને મળ્યો.

બાઇબલ અસલ ભાષામાંથી તો હું વાંચી શકું એમ હતો નહિ, પણ માસ્તર કહેતો કે હીબ્રુમાંથી અને ગ્રીકમાંથી લ્યુથરે જે જર્મન ભાષાન્તર કર્યું છે, તે અંગ્રેજી ભાષાન્તર કરતાં ઘણું શુદ્ધ અને અસલને મળતું છે; તેથી તેવાજ સમયમાં બાઇબલનો અભ્યાસ મ્હેં જર્મન ભાષામાં કરવા માંડ્યો, અને બેશક લ્યુથરનું ભાષાન્તર બહુ સ્પષ્ટ અને ઉંચું લાગ્યું. આજ સુધી હજી સવારમાં રોજ બાઇબલના કંઇ ભાગનો અભ્યાસ તે સમયથી કરતો આવું છું. અને મ્હને આજ સુધી નહિ મળેલો પ્રકાશ તેમાંથી મળે છે. બેશક ક્રિશ્ચિયનો જે દૃષ્ટિથી એને જુએ છે, તે દૃષ્ટિએ તો હું બાઇબલને જોઇ શકતો નથી.

એ માસ્તર સંબંધે ઘણું લખી શકું એમ છું. પણ ટુંકેથી જ પતાવું છું, કે એણે મ્હને ઘણા સારા સંસ્કારો આપેલા, અને મ્હારા આખા જીવનમાં મ્હને શુદ્ધ સંસ્કારો, પુસ્તકો બાદ કરતાં, જે થોડા સત્પુરૂષોએ આપેલા, ત્હેમાં એ મુખ્ય હતો. એને મળવાની અને હજીયે સારા સંસ્કારો તેની પાસેથી મેળવવાની ઉત્કટ ઇચ્છા છે, પણ હવે આ જીવનમાં હું એને મળી શકીશ કે કેમ તે કોને ખબર? એનું નામ Julius Augustiny યુલીઅસ આઉગુસ્ટીની છે.

અંગ્રેજ લશ્કરે મુઆન્ઝા સર કર્યા પછી અમે દુનિયાના સંબંધમાં ફરી આવ્યા. હું કુટુમ્બ સાથે મુઆન્ઝાથી જીંજા આવ્યો અને હાલ ત્યાંજ રહું છું. અહીં આવ્યા પછી ટૉલ્સ્ટૉયનાં મળ્યાં તેટલાં પુસ્તકો લંડનથી મંગાવી લીધાં ને તેનો અભ્યાસ કર્યો. આથી એ સંસ્કારો દૃઢ થવા છે ને નવો પ્રકાશ ઘણો મળ્યો છે.

પત્ર લાંબો થઇ ગયો છે ને હવે થોડા વખતમાં બંધ કરીશ. પણ હજી એ મ્હારા વિચારો ત્હમને સ્પષ્ટ જણાવવા સંસારની અને ખાસ કરીને ઇંડિયાની ગતિ વિષે મ્હારો અભિપ્રાય આપીશ.

અહિંસાધર્મ – શાન્તિધર્મ – યુરોપના સુધારાએ ધૂળધાણી કરી નાખ્યો છે. નવા અર્થશાસ્ત્રે દ્રવ્યધર્મ સિદ્ધ કર્યો છે, ગરીબોને મારી નાખવા ને બીજાનું ધન કાયદેસર લૂટવું એજ ધર્મ ગણાય છે. બીજી પ્રજાઓ સાથે પણ એજ રીતે વર્તવું, ત્હેને યુદ્ધસામગ્રીથી ડરાવવી, એનું નામ સ્વદેશાભિમાન પડ્યું છે. અત્યારે મનાય છે એ સ્વરૂપમાં સ્વદેશાભિમાન ભ્રષ્ટ છે. સાયન્સનો ઉપયોગ મોટે ભાગે એના સમર્થનમાં થાય છે, અને ધર્મને યુરોપની પ્રજાએ એવી સ્થિતિમાં આણી મુકયો છે કે જે બધાને સરવાળે આજે યુરોપમાં મહાવિગ્રહ સળગ્યો છે ને કોણ જાણે એનાં ક્વાંયે પરિણામ આવશે!

હિંદે એથી શીખવાનું છે ને યુરોપના ધર્મથી દૂર ભાગવાનું છે.

પણ અફસોસ કે હિંદ અત્યારે એજ માર્ગે દોડે છે. કોંગ્રેસની બધી હિલચાલ તેજ રસ્તે છે. માનવસ્વતંત્રતા ઇચ્છે છે, પણ પોતાને જોઇતું મળશે, એટલે એજ માર્ગે આગળ ચાલશે અને બીજી પ્રજાઓની સ્વતંત્રતા લૂટવા દોડશે. એમને જે સ્વરાજ્ય જોઇએ છે, તે દુનિયાનું છે, આત્માનું નથી; આત્માના મદ, મોહ, લોભ, વગેરે છ વિરોધી ગુણો ઉપર રાજ્ય કરવું, પોતાના વિકારો ઉપર અંકુશ રાખવો એ ખ્યાલ વાળા કોંગ્રેસમાં ભાગ્યેજ કોઇ હશે.

મ્હને મી. ગાંધી સિવાય બીજો કોઇ એવો નર નઝરે પડતો નથી. એમની પાસે ઇંડિયાએ બહુ શીખવાનું છે.

હથિયાર વાપરવાં એ પાપ છે, પણ હથિયાર વાપરતાં હિંદીઓને સરકારે હથિયારબળે અટકાવવા એ પણ પાપ છે; માટે જેને તેવી ઇચ્છા હોય, તેને તેમ કરતાં બળાત્કારે અટકાવવા નહિ, અર્થાત્ હથિયારબંધીનો કાયદો દૂર કરવો, એ મી. ગાંધીની દૃષ્ટિ અનિષ્ટ નથી.

પણ પોતે ઉત્સાહથી યુદ્ધમાં વૉલન્ટીઅર થવાને લોકને પ્રેરે છે, અર્થાત્ લોકને હથિયાર પકડવાનું એ શીખવે છે એ કેમ, તે મને સમજાતું નથી. એ અને બીજા અનેક વિષયોમાં ત્હેમની સાથે વાત કરવાની મ્હારી ઇચ્છા છે. ઇંડિયા જીવતો આવીશ, અને બની શકશે તો ત્હેમની સાથે રહી વાત કરીશ.

સોસીઅલ કોન્ફરન્સો અને રીલીજીઅસ કોન્ફરન્સો પણ એક સ્વરૂપે પોકળ છે; જેનો પાયો ધર્મ કે સ્નેહ ઉપર નથી, તે સંસ્થા સંસારમાં ધર્મ પ્રવર્તાવી શકશે નહિ.

જ્ઞાતિ કોન્ફરન્સો ન્હાના સ્વરૂપમાં સ્વદેશાભિમાન—એટલે જાતિ અભિમાનથી કામ લે છે ને તેથી કંઇ કંઇ અંશે બીજી જાતિઓને નુકશાન કરે છે. જાતીય પ્રતિનિધિત્વ માગવામાં આવે છે, એ એક દૃષ્ટાંત છે.

હિંદથી ડરીને કે મહારાજ્ય સારી રીતે રક્ષણ પામે એ હેતુથી વખતે સરકાર હિંદને સ્વરાજ્ય આપશે, પણ હિંદ ત્હેનો સદુપયોગ આજની દૃષ્ટિએ નહિ કરી શકે. બળવાન સૈન્ય અને કાફલો રાખી ગમે તો અંગ્રેજ મહારાજ્ય સાથે મળી બીજી પ્રજાઓને સંહારવામાં કે વખતે અંગ્રેજોને રગડવામાં તેનો ઉપયોગ કરશે. એથી એ

અહિંસાધર્મે જઇ શકશે નહિ, અને શાન્તિ પામશે નહિ.

અને એ શાન્તિ મળે એમ હોય જ નહિ, તો પછી દુનિયાની આ ધમામસ્તી શેને માટે? બેશક અનાથો બહુ દુઃખી છે, પણ ત્હેનો સૌથી સરળ માર્ગ ઇંડિયામાં માત્ર મી. ગાંધી જાણે છે. તન, મન અને ધન ત્હેમનું દુઃખ દૂર કરવા આપણે વાપરવું જોઇએ, અને ગરીબોને દુઃખ સહન કરતાં તથા અન્યાય થતો હોય તો અન્યાયના મૂળરૂપ કાર્યથી બિલકુલ દૂર થવા, અન્યાય કરનારનો સંબંધ બિલકુલ દૂર કરવા શીખવવું જોઇએ. આપણે જ્યાં સુધી એમ નહિ કરી શકીએ, ત્યાં સુધી આપણે અહિંસાધર્મ ને ત્હેને પરિણામે શાન્તિ પ્રાપ્ત કરી શકીશું નહિ. ઇંગ્લાંડની પાર્લામેંટ દેશના અનાથોનાં દુઃખ ટાળવાને કંઇ કંઇ વિલક્ષણ કાયદાઓ કરે છે, પણ તે બધા નિષ્ફળ જાય છે. ત્યારે સ્વરાજ્ય મેળવીને આપણે એ અનાથોનાં દુઃખ શી રીતે દૂર કરી શકીશું? મીલવાળા ઉલટા મજાથી રેંટીઆવાળીને લૂટશે ને અનાથને વધારે અનાથ બનાવશે.

ત્યારે આ ધમામસ્તી શેને માટે? એટલા માટે જ જેરૂસાલેમના મહાન્ રાજા ડેવીડના પુત્રે ઠીક કહ્યું છે કે આ બધી ધમામસ્તી ને દંભ છોડી દો ને 'ખાઓ, પીઓ ને ખેલો.' આ છેલ્લા વાક્યનો અર્થ અત્યારે ભ્રષ્ટતાએ પ્હોંચેલો છે, પણ જો ત્હમે બાઇબલના જુના કરારમાંથી Ecclesiastesનું પુસ્તક વાંચશો, તો એ સંબંધે અને આ ધમામસ્તીના દંભ વિષે ખરા ખ્યાલ આવશે.

ત્હમે એ વાંચશો? વળી ઇચ્છા જ હોય તો બાઇબલનો નવો કરાર—ખાસ કરીને મેથ્યુનાં ૫, ૬, ૭ પ્રકરણ—વાંચશો ને પછી ટૉલ્સ્ટૉયનો અભ્યાસ કરશો, તો સારો પ્રકાશ મળશે. પછી શાળાઓ અને લાઇબ્રેરીઓ કેવે પ્રકારે સ્થાપવી એ ત્હમને સારી રીતે દેખાશે. લેખકોને, આગેવાનોને, પત્રકારોને ને સૌને એ વાંચવું આવશ્યક

છે. 'ગુજરાતી' જેવું પેપર મી. ગાંધીના હેડવાડાના લેખો ઉપરભ્રષ્ટ ટીકાઓ કરે, ધર્મને નામે અધર્મ પ્રચારે, ને લોકરંજની ભાષા લખી પોકળ પોલીટીકલ વિષયોમાં લોકોને મોહ પમાડે, એવાં પેપર શું આપણી પ્રજાને માર્ગ દેખાડી શકે? માર્ગદર્શક થવાને એ યોગ્ય છે? આજે બહુ થયું. હવે પત્ર બંધ કરૂં છું. મિત્રોને ખબર પુછશો. મોતીભાઇને આ દેખાડશો. એજ,

નરસિંહભાઇ

—*—

## ૮. મૃત્યુનો અર્થ

જીંજા

તા. ૩૧ : ૩ : '૧૮

ભાઈ ડાહ્યાભાઈ,

હોળીને દિવસે ચિ. કુસુમના પરલોકવાસનો તાર મળ્યો હતો, તેમજ ત્યાર પછી તા. ૧૮ : ૩ : '૧૮નો ત્હમારો પત્ર પણ મળ્યો હતો.

બેશક ત્હેના મરણથી ત્હમને અતિશય શોક થયો હશે, અમને પણ થાય છે. પણ શોક નકામો છે.

કુદરતે જે સ્થિતિમાં આપણને મુકયા છે, તે સ્થિતિમાં આપણે કોઇ ફેરફાર કરી શકીએ એમ નથી. માટે શોક કરવો નકામો છે.

આપણા હિસાબ ભૂલભરેલા છે, કુદરતના હિસાબ પરિપૂર્ણ હોય છે. અમુક ઝાડની છાયા અમુક સમયે કયાં પડશે, ત્હેના દરેક પાનની છાયા તે સમયે કયાં પડશે, એના હિસાબ માણસથી કાઢી શકાતા નથી. કુદરત તે હિસાબ બરાબર જાણે છે અને કાઢે છે. તે સમયે તે ઝાડની છાયા તરફ આપણે નજર કરીએ છીએ, ત્યારે તે છાયા બરાબર હિસાબથી પડેલી છે એમ આપણે સ્વીકારવું પડે છે, આપણે ત્હેમાં કંઇ ભૂલ કાઢી શકતા નથી.

માત્ર ઝાડની છાયાજ નહિ, પણ કુદરતનાં બધાં કાર્યો એમ હિસાબસર થયેલાં હોય છે. આપણે અલ્પમતિ મનુષ્યો એ હિસાબ સમજી શકીએ નહિ અને તેથી વારંવાર કુદરતની ભૂલ કાઢવાને તૈયાર થઈએ છીએ. આમાં આપણીજ ભૂલ છે, અને કુદરત ઉપરની અશ્રદ્ધા પ્રદર્શિત કરીએ છીએ.

સંસારનાં દરેક કાર્ય કુદરતના ચોકસ હિસાબોથીજ થાય છે અને તેથી જે થાય છે તે ખરૂં જ થાય છે, એમ માની – કુદરત ઉપર વિશ્વાસ રાખી – સંતોષ રાખવો એ આપણું – અલ્પજ્ઞ, અલ્પ-શક્તિ મનુષ્યનું કર્તવ્ય છે.

ઘણી વાર કુદરતનાં કાર્યો આપણને અપ્રિય લાગે છે, અને તેથી કુદરત ઉપર આપણે અશ્રદ્ધા લાવીએ છીએ; પણ જે થાય છે તે યોગ્યજ થાય છે, એમ માની એનાં અપ્રિય કાર્યોને પણ આપણે અનુકૂળ રહેવું જોઇએ અને જે થવું જોઇએ તેજ થાય છે એમ માની આપણે આશ્વાસન મેળવવું જોઇએ.

વળી આપણે અલ્પશક્તિ છીએ. આપણે આપણો એક વાળ પણ સહજ લાંબો કરી શકીએ એમ નથી. તો પછી જે આપણી શક્તિમાં નથી, ત્હેને માટે વ્યર્થ શોક કરી શા માટે કર્તવ્યભ્રષ્ટ થવું જોઇએ?

આપણને કુદરત તરફથી બાળકોની થાપણો આપવામાં આવે છે અને કુદરતને અનુકૂળ પ્રસંગે પાછી લેવામાં આવે છે, એમાં શી વ્યવસ્થા અને યોજના હશે એની આપણને શી ખબર? તો પછી બાળકના જન્મસમયે આનંદ અને મરણપ્રસંગે શોક કરવો એ માત્ર આપણું અજ્ઞાન છે; કોઇ પણ માણસને પોતાના પૈસા કોઇ પણ શાહુકારને ત્યાં ગમે ત્યારે થાપણ મુકવાનો અને તે થાપણ પાછી ખેંચી લેવાનો હક છે, અને શાહુકારે તેમાં તાણ

કરવી નિરર્થક છે.

આપણને શરીરશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન હોય, કુદરતના જેટલું પરિપૂર્ણ જ્ઞાન હોય તો આપણે આપણાં બાળકોને વધારે જીવાડી શકીએ, એમ કોઇ કલ્પના કરી શકે. પણ કુદરતનાં જ બાળકો ઘણા ન્હાનપણમાં મરે છે, કુદરતના અનંતકાળમાં પણ ત્હેનું બાળક લાંબામાં લાંબું સો બસો વર્ષ જીવે છે, એથી વધારે કુદરત પણ જીવાડી શકતી નથી, તો પછી આપણે અલ્પજ્ઞ શું કરી શકીએ? બેશક આપણા વિશાળ જ્ઞાનથી ને મહેનતથી બાળકના આયુષમાં કંઇક ઉમેરો કરી શકીએ, પણ શોક કરવાને માટે એ પુરતું કારણ નથી.

ઘણાં બાળકો ઉછરીને મ્હોટાં થાય છે. પણ તેવાંઓને કુદરત સહજ અનુકૂળ આવી જાય છે; બાકી તેનાં માબાપ તો માણસ જ છે, તે બિચારાં શું કરી શકે? બેશક માણસ માણસમાં ફેર તો છે જ, અને તેટલા ફેરની અસર ત્હેનાં બાળક ઉપર થાય છે જ.

બેશક આપણે જે શોક કરીએ છીએ, તે આપણા અજ્ઞાનથી જન્મ પામેલો મોહ છે, અને એ સાચો સ્નેહ નથી. સ્નેહ બ્રહ્માંડમાં સર્વવ્યાપક છે, અને સ્નેહ હોય તો જગત્ માત્ર ઉપર હોઇ શકે; પણ અમુક માણસ કે અમુક વસ્તુ ઉપર આપણને થતો હોય તો આપણે મોહમાં ફસાયા છીએ, એમ જાણવું. એ મોહ બંધનકારક છે, અને શુદ્ધ સ્નેહને દાબી નાખે છે; માટે એ વહેલો ટળે એમ સારૂં.

આપણું બાળક મ્હોટું થાત તો આપણે ત્હેને અમુક પ્રકારનું સુખ આપી શકત કે પ્રાપ્ત કરી શકત, ત્હેને ભલું બનાવી શકત ને જગતનું તે કંઇક ભલું કરી શકત; આવી કલ્પના આપણે વારંવાર કરીએ છીએ. એ પણ આપણો મોહ છે. આપણે કાર્ય કરવાનું ક્ષેત્ર તો અતિ વિશાળ છે, જો ઇચ્છા હોય તો

જગત્‌માં આપણે કંઇક પણ કરી શકીએ. બાકી તેના તરફથી સુખ પ્રાપ્ત કરવાની વૃત્તિ તો સ્વાર્થવૃત્તિ છે.

માટે મ્હને લાગે છે કે બાળકો હોવાં જોઇએ, મોટાં થવાં જોઇએ અને દુનિયામાં અમુક અમુક મ્હારી ઇચ્છા પ્રમાણે થવું ને હોવું જોઇએ, એ આપણી ઇચ્છાઓ તે એક પ્રકારનો મોહ છે. થાય તેમ થવા દેવું, કુદરતને વહેવું હોય એમ વહેવા દેવી, ત્હેનામાં શ્રદ્ધા રાખી થાય તે થવા દેવું, ત્હેમાં ફસાઇને આનંદ-શોકમાં પડવું નહિ, એ જ આપણું કર્તવ્ય છે. હાઇડ્રોજન ને ઓક્સીજન મળી પાણી થાય છે ને પાણી પાછું પોતાનાં તત્ત્વોમાં મળી જાય છે; એ તો કુદરતનું વહેણ વહ્યા જ જાય છે. આપણા સંસારની સ્થિતિ પણ એમ જ છે. કુદરત ઉપર વિશ્વાસ રાખી આપણે મોહમાંથી જેમ જેમ દૂર થતા જઇશું, એમ એમ શાન્તિ મળતી જશે. આશ્વાસન લો.

પ્રો. આસ્કામનો પુત્ર ગુજરી ગયો. ત્યારે ત્હેણે પોતાની સ્ત્રીને જે આશ્વાસનપત્ર લખેલો, તે સારો લાગવાથી ત્હેની નકલ[1] આ સાથે ટાઇપ કરેલી મોકલું છું. એથી પણ ત્હમને બંનેને આશ્વાસન મળશે.

મ્હને લાગે છે કે કંઇક શાન્તિ મેળવવા આ તરફ બંને જણ આવી જાઓ, તોપણ બધાંને લાભ થશે. હાલ એ જ,

નરસિંહભાઇ

—*—

[1] આજે આ નકલ મળી આવતી નથી.

## ૯. મૃત પુત્રીને

જીંજા

તા. ૪ : ૫ : '૧૮

**મ્હારી વ્હાલી કમલા-મણિ!**

મોમ્બાસેથી ડાહ્યાકાકાનો તા. ૩૦:૪:૧૯૧૮ને રોજ તાર આવ્યો છે કે: Received father's letter. Kamala died of plague. My consolations to you all. Don't grieve.

વ્હાલી કમલા! તું ગઇ – ગઇ! અને હવે તો શું પાછી આવે!

એકાદ માસ ઉપર ત્હારો પત્ર આવ્યો હતો અને તુરત મ્હેં ત્હેનો જવાબ પણ ત્હને લખ્યો હતો અને તે, મ્હને લાગતું નથી કે, ત્હને મળ્યો હોય. અને વળી આજે પણ લખું છું, તે પણ ત્હને કયાંથી મળે! દુનિયાની કોઇ પણ ટપાલ ઓફીસ હવે ત્હને પત્રો પહોંચાડી શકે એમ નથી એ હું જાણું છું. છતાં યે લખવાનું સૂઝે છે! બુદ્ધિ કહે છે કે એ નકામું છે, પણ હૈયું કહે છે કે ઠીક છે. બુદ્ધિની લગામો તોડી હૈયું લખાવે છે ને લખું છું.

સને ૧૯૧૨ના એપ્રિલ માસની ૨૪–૨૫મીએ મ્હેં ત્હને મ્હારા પાપકર્મે જ છોડી. ત્યારે મ્હને ભાન નહિ હતું કે હવે ત્હને નહિ મળી શકું. હોત તો જરૂર ત્હને રમાડી લેત, તું પણ મ્હને ભેટી લેત; તે લ્હાવો પણ ન લેવાયો ને આપણે એક બીજાને મળ્યા સિવાય જ તું ચાલી ગઇ! છેલ્લે આપણને મળ્યાં આજે છ વર્ષ થઇ ગયાં.

બરાબર એક વર્ષ પછી ત્હારી માતા મ્હારી પાસે આવવા નિકળી. નિકળતી વખતે ત્હને દર્દ થશે, એમ જાણીને તે ત્હને

ઉંઘતી છોડી ચાલી નિકળી! તું જાગી ઉઠશે, એ ભીતિએ ત્હને ત્હેનાથી છેવટની બચ્ચી પણ ન લેવાઇ! તે વખતે ત્હેને એ ભાન ન હતું કે તું આમ વિયોગમાંજ ચાલી જશે, નહિ તો એ લ્હાવો એ લેઇ લેત. ત્હારી માતાને હવે એથી બહુ ઓછું આવે છે ને સંભારી સંભારી રૂએ છે. તે વાતને આજે પાંચ વર્ષ થઇ ગયાં!

ત્હારી માતાએ ત્હને છોડી, તે વેળા તું આઠ વર્ષની હતી. અને હવે ત્હને ભણવાનો વખત આવે છે એમ જાણી ત્હને વડીલોના પાસે રાખી. તું ભણી, સારી પણ થઇ, વારંવાર ત્હારાં વખાણ હું સાંભળતો ને સંતોષ પામતો. પણ ત્હારે આટલુંજ જીવવાનું છે, એમ જાણતો હોત તો જરૂર હું ત્હને અહીં બોલાવત ને મારી પાસે રાખત, વિમળા શાન્તાને ભણાવું છું એમ ત્હને ભણાવત. થોડું તો થોડું; પણ તું વિયોગમાં ન જાત. થનારૂં હોત તો તેમ પણ થાત, પણ હૈયું વળતું નથી. તું ડાહી હતી તે ડાહી તો થાતજ, કારણ કે ભણવાથીજ માણસ ડાહ્યું થાય છે?

ત્હારા પત્રો ઉપરથી જણાય છે કે ત્હને પણ અમને મળવાનું ઘણું મન હતું: "અહીં ઘણાં અમને સાંભરો છો, ઇશ્વિર કરશે તો થોડા દિવસમાં ભેગાં થઇશું." "દીવાળીએ વહેલાં આવજો." દિવાળી આવતા પહેલાં હોળીના અરસામાંજ તું ચાલી ગઇ! ત્હને પણ આમ ખબર હોત કે આમ થશે તો તું અમને મળી લેવા અહીં આવત કે અમને જલદી તેડાવત. મરતી વખતે અમે ત્હને યાદ પણ આવ્યાં હોઇશું, પણ શા કામનું?

સોજીત્રામાં પ્લેગ થયો ત્હેમાંથી બચવાને બધાંની સાથે તું પણ ચાંપાકુઇએ ગઇ. ત્યાં પણ ત્હને પ્લેગે સપડાવી. હવે તું સમજણી થઇ હતી ને તેથી પ્લેગ થયો છે એમ જાણ્યું હશે કે તુરત જ તું સમજી ગઇ હશે કે હવે મરવાનું આવ્યું ને અમે બધાં યાદ

આવ્યાં હોઇશું. વડીલો પાસે હતાં. તેથી દુઃખ તો નહિ થવા દીધું હશે, પણ જેમ અમને તું યાદ આવે છે, તેમ અમે પણ તને યાદ આવ્યાં હોઇશું. પણ આપણા વિયોગમાં જ ત્હારે જવું પડ્યું!

પ્રથમથી જ ત્હારા વિયોગથી અમને દર્દ થતું હતું, અને ત્હને પણ થતું હશે; પણ એ છુપાવાને તું ન્હાની અમને મ્હોટાંને પણ આશ્વાસન આપતી એમ ત્હારા પત્રો કહે છે: "કોઇ અમને કશું દુઃખ દેતાં નથી, જોઇતું લાવી આપે છે." "અહીં અમને સારૂં ગમે છે...અમારે એ નાગા લોકોમાં નથી આવવું. અમારે અહીં સારૂં છે...મ્હારાં દીવાળીબાને ચિંતા કરવા દેશો નહિ." "મ્હારે ત્યાં આવવું નથી ને આવવા રડતી નથી. ત્હમને એવું કોઇએ ખોટું કહ્યું હતું કે મણિ રડે છે. હું લગારે રડતી નથી... ત્હમે મ્હારી લગારે ચિંતા કરશો નહિ. મ્હને રમણભાઇ, બા રમાડે છે...મ્હારે ત્યાં આવવું નથી ને મ્હને સંભારશો નહિ." બેન! ત્હને ભાન હોત કે તું મરનાર છે, તો એક વાર પણ મળી લેવાનો પ્રયત્ન કરત. અરેરે! તું વિયોગમાં ગઇ!

જ્યારથી તાર આવ્યો છે ત્યારથી ત્હારી માતા–ત્હારાં દીવાળીબા–રોયા કરે છે, ત્હને યાદ કરે છે ને રોયા કરે છે. એના મ્હોં સ્હામે હું જોઇ શકતો નથી. એના અંતરની વેદના હું શી રીતે વર્ણવી શકું!

અને મ્હારી વેદના પણ અપાર છે. ૪૪ વર્ષનો થયો, ત્યારે આવો ઘા આ પ્રથમ જ લાગે છે. મ્હારા ઉપર કેસ ચાલ્યો ત્યારે દુઃખ ઘણું પડેલું, શરીર રોગથી ક્ષીણ થઇ ગયેલું; પણ આથી સોમા ભાગની પણ વેદના નહિ થયેલી. એક આંસુ તે વેળાએ આવેલું નહિ, પણ અત્યારે વારંવાર રોઇ પડાય છે. અને તું હવે ફરી નહિ મળે એવો વિચાર આવે છે, ત્યારની વેદના તો વર્ણવી શકાતી જ નથી.

એક બે દિવસથી તો એવું જ થઇ આવે છે કે જ્યાં હું નઝર નાખું છું, ત્યાંથી તું આવતી દેખાય છે. આ બારી પાસે બેશીને હું લખું છું, ત્યાંથી વિસ્તાર વાળી કુદરત નઝરે પડે છે. એક વખતે તે અતિ સુંદર લાગતી, આજે તે શુષ્ક ને શોકજનક લાગે છે. સામા પર્વતના શિખર ઉપરના ઝાડ પાસે થઇને જાણે તું શ્વેત વસ્ત્રો પહેરી ઉતરે છે. ઘડીમાં માથેથી ઓઢણી ખસી જાય છે ને તે ડાબે હાથે સંકેલે છે. ઘડીમાં પગમાં કાંટો વાગે છે તે, પગ ઉંચો કરી હાથ વડે કાઢે છે. સરોવરની સપાટી ઉપરથી ચાલી આવે છે, મેદાનમાં થઇ આવે છે. નેટીવોનાં ઝુંપડામાંથી ચાલી આવે છે. જ્યાં જોઉં છું, ત્યાંથી તું ચાલી આવે છે અને બધાની છેવટમાં આવીને તું મ્હને કહે છે કે "ભાઇ, હું આવી!" બેન, હવે તો તું શું આવે, પણ હજીયે મ્હારાથી આશા છોડી શકાતી નથી; ને ઘાસનાં તણખલાં ઉપર, ઝાડનાં પાંદડાં ઉપર, પર્વતોનાં શિખરો ઉપર, પાણીની સપાટી ઉપર ને સર્વત્ર ત્હને જ જોયા કરૂં છું ને "ભાઇ, હું આવી!" એજ શબ્દો સાંભળ્યા કરૂં છું. અત્યારે ઘડીઆળ ટકોરા કરે છે, તે પણ "હું આવી! હું આવી!" જેવા સંભળાય છે.

સંબંધીઓના મરણથી પગ ભાગી જાય છે, એમ સાંભળ્યું હતું તે આજે અનુભવમાં આવ્યું! ઉઠીને જરા ચાલવું પડે છે, તે મુશ્કેલ પડે છે. તાવમાં પગ લખલખ થાય છે, તેવું થયા કરે છે.

જરા એકાન્ત થતાં તુરત હૈયું ભરાઇ આવે છે ને રોવું આવે છે ને કેટલીક વખત તો ખાસ એકાન્તમાં જવું પડે છે. બેન કમળા, તું ગઇ, તેથી બહુ દર્દ થાય છે! અને હવે તો તું કાંઇ આવીને આશ્વાસન આપનાર છે? તું અનન્તમાં ભળી ને અનન્ત થઇ ગઇ. જેમ ત્હને સર્વત્ર જોઉ છું ને સર્વત્ર સાંભળું છું તેમ તું સર્વવ્યાપક ને નિરાકાર થઇ ગઇ! પણ અમને તો બહુ સાલે છે!

જો પ્રભુ હોય ને ત્હેની કચેરીમાં તું સાકાર જઇ શકી હોય, તો મ્હારે માટે ક્ષમા માગજે; મ્હારૂં આ રૂદન સ્નેહ, મોહ કે સ્વાર્થનું છે તે તો હું પણ સમજી શકતો નથી. સ્નેહમાં દર્દ ન હોય, ત્હારામાં મ્હને સ્વાર્થ શો હોય? સ્નેહમોહનું મ્હારૂં આ જીવન હશે, પણ હું સમજી શકતો નથી. મોહદૃષ્ટિએ ત્હારી તરફ જોતો હોઉં તો પ્રભુ પાસે મ્હારે માટે ક્ષમા માગજે. અને મ્હારે માટે પ્રાર્થના કરજે કે તું જેમ મોહસ્વાર્થની દુનિયા છોડી સ્નેહસ્વરૂપ થઇ ગઇ, તેમ મ્હને પણ સ્નેહજીવન મળે.

હૈયું અસ્વસ્થ હોવાથી વિચારો ગોઠવી શકાતા નથી, માત્ર લાગણીઓ નિકળ્યા જાય છે.

ઘરમાં ત્હારી એકજ છબિ છે. ઘણું કરીને સને ૧૯૦૯માં હોળી ઉપર અમદાવાદમાં તે પડાવેલી. ત્હારાં દીવાળીબાના ખોળામાં વિમળા બેઠેલી છે, પાસે રમણ ઉભેલો છે, બીજી બાજુ હું બેઠો છું ને મ્હારી પાસે એક સ્ટૂલ ઉપર તું બેઠી છું. તે વખતે તું ચાર વર્ષની હશે. એ છબિમાં ત્હારી મૂર્તિને ગઇ કાલે કપાળમાં કુંકુમનો ચાંલ્લો કર્યો ને ગળે મોગરાનાં ફુલ બાંધ્યાં.

છ છ વર્ષના વિયોગને કારણે ત્હારી બધી રમતો તો હવે યાદ નથી, પણ તું ન્હાની હતી, દુનિયાની જુઠી રીતભાતની ત્હને પરવા ન હતી. મ્હને 'તું' કહીને તુંકારો કરવામાં હરકત નહિ એમ માનતી હતી, તેવે વખતે જ્યારે હું બહારથી આવતો, ત્યારે મ્હને આવકાર આપતી કે "ભાઇ, તું આવ્યો?" હું હસીને ઉત્તર આપતો કે "હા, મોટી બેન, હું આવ્યો."

સને ૧૯૧૧ની જન્માષ્ટમીને રોજ બે રાજ્યના પોલીસ કમીશનરો મ્હને પકડવાને આપણે ઘેર આવ્યા હતા, ને આપણે મેડે બેશીને હું ત્હેમની સાથે વાત કરતો હતો, ત્યારે દોરો ને કાંકરો

લેઇ તું આવી અને મ્હને કહેવા લાગી કે " ભાઇ, મ્હને લંગર બાંધી આપો." હું અસ્વસ્થ હતો અને તેથી ઉત્તર આપ્યો કે " જા, ત્હારી બા બાંધી આપશે." તું ચાલી ગઇ. તું બહુ સાલાસ અને ગરીબ હતી, અને તેથી સ્વર્ગમાં હતી.

હવે તો તું મ્હોટી તેર વર્ષની થઇ હતી ને હિંદુસંસારના રિવાજ પ્રમાણે પરણવાને માટે યોગ્ય થઇ હતી. ત્હારાં દીવાળીબા એ સંભારીને રડે છે કે બીજી સહીએરોનું જોઇ ત્હને પણ પરણવાના કોડ થયા હશે, તે પણ પુરા થયા નહિ. "દીવાળીએ વહેલાં આવજો" એ લખેલું તે એ કોડથી? અરેરે, એમ હતું તો કહેવું હતું કે મારે પરણવું છે, તે જલદી પરણાવી આપો, નહિ તો હું હવે જલદી મરી જઇશ ને મ્હારા ને ત્હમારા કોડ મનમાં જ રહી જશે.

પસાકાકા બહારગામથી ગઇ કાલે જ આવ્યા છે ને તું ગઇ એ સાંભળીને આખો વખત રોયા કરે છે.

ઘરડાંબા પણ ઘણું રોતાં હશે, કારણ ત્હેમને ત્હારો લાંબો સહવાસ હતો.

અત્યારે અંધારી રાતે બહાર નીકળ્યો : અંધારામાં તું આવતી દેખાય છે, સામી દુકાનોમાં દીવા છે, ત્યાંથી નિકળી આવતી દેખાય છે. દીવામાંથી, ઉપર ઝગઝગતા તારાઓમાંથી નિકળતી ને નાચતી દેખાય છે. સામે વાદળાં છે, ત્હેના ઉપર હીંચકા ખાતી દેખાય છે. અત્યારે તો તું મ્હને સર્વવ્યાપક થઇ પડી છે. અને "ભાઇ, હું આવી" એ શબ્દ પણ સર્વવ્યાપક થઇ પડ્યો છે.

વિમળાશાન્તાને ત્હારો સહવાસ બહુ વર્ષોથી નથી ને તેથી તેઓ ત્હેને ભૂલી ગઇ છે અને એટલુંજ જાણે છે કે કમલા-મણિ નામે અમારી બેન દેશમાં છે. ત્હેમણે એ પણ જાણ્યું કે તું ગઇ. સહ-

વાસ નહિ હોવાથી ખાસ શોક તો નથી કરતી, પણ અમને ઉદાસ દેખી વારંવાર ઉદાસ થાય છે અને કહે છે કે દેશમાં જઇશું, ત્યારે ભગવાનના મંદિરમાં જઇશું ને ભગવાન પાસે અમારી મણિબેન પાછી માગીશું.

તું સર્વે બાળકોમાં જન્મથીજ સાલાસ હતી. ત્હારા ઉપર સુસંસ્કારો સારી રીતે ખીલી શકે એમ હતા ને કેટલાક ખીલ્યા પણ હતા. હું પિતા તરીકે ત્હને જેવી કેળવણી આપવી જોઇતી હતી, તેવી આપી શક્યો હતો નહિ, ને તેથી જો પ્રભુના દરબારમાં જાય તો મ્હારા તે અપરાધ માટે આ રંક પિતાને ક્ષમા અપાવવા પ્રાર્થના કરજે.

ત્હને અને ભાઇ રમણને કેટલીક નજીવી પણ વ્હાલની ચીજો મ્હેં અહીંથી મોકલી હતી, પણ તે ત્હને મળી પણ નથી, ને તે પહેલાંજ તું ચાલી ગઇ. એટલી સ્વીકારવા રહી હોત, તોપણ અમને સંતોષ થાત. એટલાંયે ભાગ્યશાળી અમે ન નીવડયાં. પત્રો ઉપરથી જણાય છે કે જે દિવસે એ ચીજો લેઇને દેશ જવા છગન-ભાઇ અહીંથી નિકળ્યા, તેને બીજે દિવસે ને તેજ કલાકે ત્હને પ્લેગ લાગુ થયો: તા. ૨૮:૨:૧૯૧૮ને ગુરૂવારને રોજ ( સંવત ૧૯૭૪ના માઘ વદી ૩ને રોજ ) બપોરના ત્રણ વાગે ત્હને પ્લેગ લાગુ થયો, અને તા. ૨૭:૨:૧૯૧૮ને રોજ બપોરના ત્રણ વાગે છગનભાઇ અહીંથી નિકળ્યા. અને તા. ૨:૩:૧૯૧૮ને ( સંવત ૧૯૭૪ના માઘ વદી ૪ને ) રોજ રાત્રીના દશ વાગે ગુજરી!

ત્હેં હોળી પણ ન જોઇ! અને અમે તો ત્હારા મરણના સમાચાર ન જાણ્યાથી હોળી પણ ઉજવી હતી. જોકે તે પણ આનંદે ન ઉજવી હતી, કારણકે ડાહ્યાકાકાની કુસુમ ગુજર્યાનો તાર હોળીને દિવસેજ આવ્યો હતો, પણ વિમળા તથા શાન્તાએ

હોળી કરી હતી ને ત્હેમના આનંદમાં વાંધો ન નાખવાના હેતુથી તાર ત્હેમને આપ્યો ન હતો. એટલે હોળી ઉજવી હતી; પણ આનંદથી નહિ, જાણે કે ત્હારા મરણના સમાચાર કુસુમના મરણે આપ્યા હોય!

બેશક, અમને બધાંને દર્દ અતિશય થાય છે, પણ ઉપાય નથી ને કુદરત ઉપર શ્રદ્ધા રાખીને શોક શમાવવાનો પ્રયત્ન કરીશું. બાકી ત્હને ભૂલી શકાવી તો બહુ કઠણ છે.

પ્રભુ પાસે અમને બધાંને ક્ષમા અપાવવા પ્રાર્થના કરજે. બીજું તો શું લખું?

ત્હારો સ્નેહાળુ અને રંક ભાઇ
નરસિંહના નમસ્કાર



## ૧૦. શુદ્ધ જીવન

જીંજા,
તા. ૨૬ : ૫ : '૧૮

ભાઇ . . .,

ત્હમારો તા. ૩૧ : ૩ : ૧૯૧૮નો તથા તા. ૧૬ : ૪ : ૧૯૧૮નો એમ બંને પત્રો મળ્યા છે. તે વાંચી સંતોષ થાય છે.

ત્હમારૂં શરીર સાચવજો. ત્હમારા તા. ૩૧ : ૩ : '૧૮ના પત્રમાં ફ્લાહાર વિષે ત્હમે લખ્યું છે. ફ્લાહારથી બેશક લાભ છે, અને અનાજ રાંધવાથી ત્હેમાંનો જે તત્ત્વભાગ નાશ પામે છે, તેથી આપણા શરીરને નુકશાન થાય છે. ફ્લાહાર ઉપર જીવવાની ત્હમે પરવાનગી માગો છો. એવા સારા કાર્યમાં મ્હારો અટકાવ શા માટે હોય? પણ ત્હમે એ બાબતમાં અનુભવી નથી અને જો રીત-

સર એક આહાર ઉપરથી બીજા આહાર ઉપર નિયમ પ્રમાણે ન જાઓ તો નુકશાન થવાનો સંભવ પણ છે, માટે કોઇ એ વિષયના શિક્ષકની સલાહ લેવી જરૂરની છે. મ્હને લાગે છે કે અમદાવાદમાં એક નાગર દાક્તર છે, તે એ વિષયના અભ્યાસી છે ને ત્હેમની સલાહ લેવી જરૂરની છે. ત્હેમની સાથે પત્રવ્યવહાર ચલાવી ત્હેમની સલાહથી ચાલજો. વધારે ખર્ચ થશે, ત્હેની કંઇ હરકત નહિ. આપણી સ્થિતિ પૈસેટકે ખરાબ નહિ હોવાથી ફલાહાર પાછળ પૈસો ખર્ચી શકીએ. પણ જો ખરાબ હોય, ગરીબ હોઇએ ને તોપણ ફલાહાર જેવા કુદરતી કાયદામાં ચાલવું હોય તો શી વ્યવસ્થા કરવી એ પણ શોધી કાઢવું જોઇએ. કુદરતી કાયદો એવો છે કે ગરીબમાં ગરીબ પણ ત્હેનો લાભ બહુ સારી રીતે ઉઠાવી શકે. આ બાબતમાં ત્હમે વિચાર કરજો, પ્રયત્ન કરજો, ચર્ચા કરજો ને પરિણામ મ્હને જણાવજો.

પણ શરીર કરતાંયે આત્માને સાચવવો એ વધારે જરૂરનું છે. શુદ્ધ આત્મા એજ આપણું પરમધન છે. શુદ્ધ વિચાર અને શુદ્ધ આચાર એ આત્માને શુદ્ધ બનાવવાનાં સાચાં સાધન છે. આત્માની શુદ્ધતાને માટે બહુ પ્રયત્નની, ધનની કે વિદ્યાની જરૂર નથી; માત્ર ઇચ્છાની જરૂર છે, ને તે પ્રમાણે વર્તવાની નિર્ભયતાની જરૂર છે. બાળલગ્નમાં હાજરી નહિ આપવી અને પ્રેતભોજન નહિ જમવું, એ બેશક જરૂરનું છે; પણ આત્મવર્તનમાં શુદ્ધતા રાખવી એ સૌથી વધારે જરૂરનું છે. ત્હમે ત્હમારા જીવનમાં સાદાઇ રાખવા ઇચ્છો એ ઘણી સારી વાત છે.

આપણું વર્તન એવું સાદું થાય કે શરીર અને આત્મા કષ્ટ સહન કરી શકે, તોજ આત્મા શુદ્ધ થતો જાય. ને બીજાઓને કદાપિ કષ્ટ ન આપવું, એવે પ્રસંગે પોતેજ સહી લેવું એવું જીવન બને, તો આત્મા શુદ્ધ બન્યો જાય છે એમ કહી શકાય. આ

સિદ્ધાન્ત કુટુમ્બ, સમાજ અને રાજ્ય, એમ સંસારનાં સર્વ ક્ષેત્રમાં લાગુ પડે છે. મ્હને લાગે છે, એ મુખ્ય મનુષ્યધર્મ છે. આત્માનું ને શરીરનું જીવન નિયમિત અને શુદ્ધ કરતા જઇએ તો સારૂં.

હાલ ચાલતા શિક્ષણ વિષે મ્હારો અભિપ્રાય પુછો છો: તે વિષે ટુંકામાં મ્હારો અભિપ્રાય છે કે તે ઘણે ભાગે અનિષ્ટ છે. આત્માનો ઉદ્ધાર કરી શકે એમ નથી, જીવનના શુદ્ધ હેતુનો માર્ગ બતાવી શકતું નથી, શરીરપોષણના ઉપાય શોધે છે ને ત્હેમાં યે હરીફાઇ કરાવી મારામારી ને મહાયુદ્ધો મચાવે છે. બી. એ. કે એમ. એ. થઇને જીવન શુદ્ધ ન થાય, તો એ ભણવું એળે ગયું ને પૈસો વ્યર્થ ગયો. જીવન શુદ્ધ થાય તો બી. એ. કે એમ. એ. ન થવાય ત્હેની પરવા નહિ. આ બાબતમાં વિસ્તારથી હું કોઇ વખત લખીશ.

છતાં હાલ એટલું તો કહું છું જ કે ત્હમે પૈસા કમાઇ શકો એવું ભણી શકશો, પણ શુદ્ધ વર્તન નહિ હોય તો એથી મ્હને બીલકુલ અસંતોષ થશે. ભલે ભિખારી રહો, પણ બીજાઓનું દુઃખ જાણો અને બીજી રીતે શુદ્ધ જીવન જીવી શકો એવા થશો, તો આજની યુનીવર્સિટીના બી. એ. કે એમ. એ. નહિ થઇ શકો એની મ્હને કંઇ પરવા નથી. શુદ્ધજીવનનો સૂર્યપ્રકાશ આજે કંઇક ગુજરાતમાં પડતો જાય છે, એ જાણી આટલે દૂરથી પણ આનંદ થાય છે.

ભાઇ અંબાલાલ મોતીભાઇ ગુજરી ગયા છે, એ જાણી દીલગીરી થાય છે. એ આત્માને જીવનશુદ્ધિનું દર્શન થયું હતું.

ત્હમે કોઇ પણ વિષયની બાબતમાં મને પુછશો, તો મ્હને આનંદ થશે અને મ્હને આવડશે એવા ઉત્તર આપીશ. પણ એટલું તો ત્હમારે જોવુંજ જોઇશે કે જે જે ચર્ચા કરવી, એ શુદ્ધતાથી

અને આત્માના કલ્યાણને માટે કરવી; આજકાલના જમાનાની પેઠે ચર્ચાની ખાતર, કે બુદ્ધિ કેળવવા ખાતર કે પોતાનું જ્ઞાન દેખાડવા માટે મારી સાથે તેમજ કોઇની પણ સાથે ચર્ચા કરશો નહિ.

ત્હમારા પત્રોથી સંતોષ થયો છે અને હવે વારંવાર નિયમિત રીતે લખશો તો સારૂં લાગશે. હાલ એજ.

ત્હમારો સ્નેહાળુ
**નરસિંહભાઇ**

—*—

## ૧૧. નવવધૂને

**જીંજા,**
તાં. ૬ : ૭ : '૧૯

**બેન મંગળાગૌરી,**

આવો, બેન, આવો; આજે મંગળદિવસે અમારામાં આવો.

ગયેજ વર્ષે બેન કમળા અમારામાંથી—આ દૃષ્ટ સંસારમાંથી —ગયાં, અને આજે મંગળ દિવસે તમે આવ્યાં. કમળા, વિમળા અને શાન્તા એ ત્રણ પુત્રીઓ હતી; મંગળા, વિમળા અને શાન્તા એ ત્રણ પુત્રીઓ થઇ. આવો, બેન મંગળા, સુખે આવો; અને અમારામાં એક થાઓ.

સંસારના કડવા ઝેરને વલોવી મંગળ અમૃત તારવો અને તમારા, અમારા અને સર્વના આત્માને મંગળ બનાવો. અમે તમને એ કાર્યમાં યથાશક્તિ સહાયતા આપી શકીએ, એવા મંગળ આત્માનાં થઇએ.

સાળના વણાયલા કેનવાસ ઉપર વેલી ગુંથતાં નહિ આવડતી હોય તો અમને જરાયે પરવા નથી. તમારા અને અમારા આત્માના કેનવાસ ઉપર એવી સુંદર વેલી ગુંથો કે સ્વર્ગનાં સુંદર અને મંગળ ફુલો તેના ઉપર બેસે; મંગળ પક્ષીઓ અને મંગળ દેવો તો એનો મંગળ સુવાસ લેવા પધારશે.

મંગળ નિર્દોષ ભાવને સેવો અને સર્વને નિર્દોષ થવાના માર્ગો દેખાડો. નિર્દોષ હૃદયે જ નિર્દોષ આત્માનાં દર્શન થશે.

'સસરાની લાજ નહિ કાઢું.' તમારામાં એવું શું છે કે કોઇની એ લાજ કાઢો? અંતરાત્મા એવો શુદ્ધ અને મંગળ રાખજો કે સંસારથી લજાવું ન પડે. સંસારની તો પરવા નથી, પણ આત્માથી લજાવું ન પડે, એવાં મંગળ ને શુદ્ધ રહેજો.

સંસારસંબંધે તો તમારો પિતા,
પણ મંગળ આત્માનો પૂજક
**નરસિંહભાઈ**

---*---

## ૧૨. શરીરરક્ષણ[૧]

આણંદ
જેઠ સુદિ ૯, ૧૯૮૨

**ભાઈ ડાહ્યાભાઇ તથા રમણ,**

ત્યાં સૌ કુશળ હશો. અહીં સૌ કુશળ છીએ. ચિ. શારદા, ભાઇ રમણ વગેરે સૌ કુશળ હશો. અહીં બાની તબિયેત તથા

---

[૧] આ પત્ર આફ્રિકાથી દેશમાં નહિ, પણ દેશમાંથી આફ્રિકે લખેલો; પણ મુકવા જેવો લાગ્યાથી અહીં મુકયો છે.

મારી તબિયેત તો ચાલીજ જાય છે, કંઇ ખાસ ફેરફાર નથી. એનો વિમળા, શાન્તા, મંગળા, ચિ. શાન્તિ તથા એનાં બા સૌ કુશળ છે. અમદાવાદથી આ પખવાડીઆમાં કાગળ નથી, પણ ત્યાંય સૌ કુશળજ હશે.

બીજું તમારી તબિયત ચિન્તાજનક જણાય છે. ઉપવાસનો પ્રયોગ તમને કેમ નિષ્ફળ નિવડ્યો તે સમજી શકાતું નથી. તમને ખાંસી સાથે તાવ છે કે? ઝીણો તાવ ને રાતે પરસેવાનો ઝેબ એ કંઈક ક્ષયની નિશાની છે. ક્ષય નથી એવી ખાત્રી દાક્તરથી કરી લેજો. મોમ્બાસા જેવા ગરમ પ્રદેશમાં ક્ષયનો સંભવ નથી. તેમજ ૧૯૨૦માં સોજીત્રે જે ખાંશી તમને હતી તે ક્ષયની નહોતીજ, બ્રૉંકાઇટીસની હતી; પણ બ્રૉંકાઇટીસમાંથી દમ થવાનો સંભવ છે એ મારો પ્રત્યક્ષ અનુભવ છે.

૧૯૮૦ની દિવાળી પહેલાં કેટલાક વખત ઉપર મારી રવેશીમાં બેઠો બેઠો રમણની બા સાથે મારા રોગની વાતો કરતો હતો, તે વારે અકસ્માત્ લાગ્યું કે આપણે જરા રોગ થતાં આપણી જાતને દાક્તરના હવાલામાં સોંપી દઇએ છીએ, ને પરવશ થઇ પડીએ છીએ. કપડું ફાટતાં દરજીને આપતા નથી ને ઠેઠ સુધી ઘેર સાંધી નભાવીએ છીએ ને તે પુરતું જ્ઞાન પણ મેળવીએ છીએ. પણ સંસારની બાબત સમાજના હાથમાં, ધર્મની બાબત ગુરુના હાથમાં, રાજ્યની બાબત કારભારીના હાથમાં સોંપી આપણે પરવશ થઇ નિરાંતે ઉંઘીએ છીએ ને બેહાલ થઇએ છીએ, તેવી જ રીતે શરીરની બાબત વૈદ્યદાક્તરને સોંપી બેહાલ થયા છીએ. બેશક acute (તાત્કાલિક) રોગ સંબંધે તેની મદદ લેઇએ, પણ chronic (સ્થિર) રોગમાં તો આપણે આપણા અનુભવનો ઉપયોગ કરી ચાલવું જોઇએ. ત્યારથી હજુ સુધી દવા મેં લીધી નથી.

આપણું જીવન અત્યારે કૃત્રિમ થઇ ગયું છે, તેથી પણ રોગ વધી પડ્યા છે.

શરીરનું બંધારણ હવા, પાણી ને ખોરાકથી થાય છે ને તે ત્રણના દોષથી જ રોગ પણ થાય છે, માટે એ બાબત ખુબ સંભાળ લેવી જોઇએ.

હવા બીલકુલ સ્વચ્છ હોવી જોઇએ, ગમે એટલી ઠંડીમાં પણ ઘરનાં બારીબારણાં બંધ કરવાં નહિ: જોઇએ તો વધારે ઓઢવું, પણ બારીબારણાં વાસવાં નહિ. રાતદિવસ ઉઘાડાં રાખવાં, રાતે મ્હોં–નાક ખુલ્લું મુકી સુવું, સાંજે રોજ ખુલ્લી હવામાં ફરવું.

પાણીની પણ એવી જ તજવીજ રાખવી. રાતે સુતી વખતે ગરમ પાણી પીધાથી ઝાડો સાફ આવે તે તરફ ખુબ લક્ષ રાખવું ને એટલા માટે પાણી હમેશાં વધારે પીવું. કુશ પણ લેતા રહેવું.

ખાવાનો દોષ આપણે બધા ય બહુ કરીએ છીએ. ખાવાનું સ્વાદિષ્ટ બનાવ્યાની કળાને લીધે આખું જગત, શરીરને જોઇએ તે કરતાં બહુ વધારે ખાય છે. નક્કી જ માનજો કે જગતમાં જેટલા ભૂખે મરે છે, તેના કરતાં અનેક ગણા વધારે બહુ ખાધે મરે છે. ઘણાખરા રોગનું મૂળ કારણ અતિઘણો ખોરાક છે.

આપણાના જેવા રોગમાં તો જેટલા ઓછાથી ચલાવી શકાય, એટલો ઓછો ખોરાક લેવો. જ્યારે દબાતાને ખવાય ત્યારે દરદ ચઢી વાગે એ તો મારો સામાન્ય અનુભવ થઇ પડ્યો છે. બાર વાગ્યા પછી ચા સિવાય બીજું કશું ય હું લેતો નથી. બપોરે પણ બને તેટલો ઓછો ખોરાક લેઉં છું.

હાલ તો સવારે ચા ને ટાઢી બે રોટલી કે એવું કંઇક, બપોરે ૭ રોટલી, શાક ને દાળ લેઉં છું. તુવર કરતાં મગની દાળ પચવામાં ને પુષ્ટિમાં સારી છે. ભાત બિલકુલ ખાતો નથી. એ બાદી કરે,

પેટમાં બોજો વધારે, ને ફેફસાંને દબાવી દર્દ ખડું કરે. તળેલું કશું ખાતા નહિ, પુરી ભજીઆં તો નહિજ, પરાંઠાં પણ ઓછાં. બાફેલું ને શેકેલું સારૂં. શાકમાં ભાજી અને ઝાડો સાફ લાવે તેવાં પાણીપોચાં સારાં. તળેલાં શાક ભારે પડશે. ભેંસનું દૂધ સારૂં નહિ, ને તે તો ત્યાં છે પણ નહિ. ગાયનું દૂધ સારૂં લાગતું હોય તો તે લેવું. ઘી તેલ ઓછાં ખાવાં. તલના તેલ કરતાં સરસિયું સારૂં. અને એકંદરે જ પેટ જેમ બને તેમ હલકું રાખવું ને જે જલદી પચે તે ખાવું. બપોર પછી જેમ ઓછું ખવાય તેમ સારૂં, અને સંધ્યા પછી તો કશું ય નહિ.

આ જમાનામાં કપડાંએ પણ આપણી ઓછી દુર્ગતિ નથી કરી. જેમ બને તેમ ખુલ્લાં ને આછાં કપડાં પહેરવાં. કુદરત તો ઇચ્છે છે કે બીજાં બધાં પ્રાણીઓની પેઠે આપણે પણ નગ્ન રહેવું; પણ કુદરતની ઇચ્છાની કેવળ વિરૂદ્ધ ચાલનાર જનસમાજ, જો આપણે નગ્ન રહીએ તો, કાનપટીઉં પકડીને હાંકી મુકે કે થપ્પડ લગાવે! પણ ત્યારે આપણે એ જનસમાજમાંથી નિકળવું નથી, એટલાજ માટે કપડાં પહેર્યા વિના ચાલે એમ નથી. તોય જન-સમાજને અપમાન ન થાય એવાં આછાં ને ખુલતાં કપડાં પહેરવા સ્વતંત્ર છીએ. હું ઘેર ઢીચણ સમી ટુંકી સુરવાળી જ માત્ર પહેરૂં છું. હાલ તો પહેરણ પણ કાઢી નાખ્યું છે ને માત્ર સુરવાળ પહેરી બાકીને શરીરે ઉઘાડો રહું છું. ધોતીઉં તો સવાએક વર્ષથી કાઢી નાખ્યું છે, માત્ર શાન્તાની લગ્નક્રિયા વખતે કલાકેક પહેર્યું હતું. ધોતીઉં ખેંચાઇને પેટને દબાવે છે ને ખાંશી વખતે બહુ દર્દ કરે છે. તમે પણ બને તો પૅંટની અંદર અને ઘેર પણ સુરવાળ પહેરવાનું રાખજો. સુરવાળ પેટેથી ખુલો ને નાઢીને બદલે ખભેથી ટંગાતા પટા રાખજો. પૅંટને પણ ચામડાના પટાને બદલે ગેલીસ રાખજો; મતલબ કે પેટને જરા પણ દબાવા દેતા ના. ગંજીફ્રાકનો

વહેમ કાઢી નાખજો. ઉનના લુગડાની જરૂર જ નથી, લાગતી હોય તોય ચામડીને અડાડીને ઉનનું લુગડું પહેરવાથી નુકશાન છે. સૌથી સારો રસ્તો એ કે ઉનનું કપડું ના પહેરવું, પણ પહેરવુંજ હોય તો અંદર સુતરનું પાતળું પહેરણ ને તે ઉપર ગરમ ખમીસ ખુલ્લું પહેરવું. ગંજીફ્રૉક જેવું તંગ લુગડું તો નજ પહેરવું.

તમારે પોતે જ તમારા રોગનું અવલોકન કરતા રહેવું અને શાથી આરામ રહે છે ને શું કર્યે દરદ થાય છે એ અનુભવીને તે રસ્તે ચાલ્યા જવું. આ રોગમાં છાતી ઉઘાડી રાખીને પવનના સુસવાટા ખાવા એ ભયંકર છે, એમ દાક્તરો જણાવે છે. છતાં એવા ભયંકર પ્રયોગો પણ છાતી ચલાવીને હું તો કર્યે જ જાઉં છું. બે માસથી ઢીલી સુરવાળી સિવાય બીજી રીતે સમૂળો ઉઘાડો રાત-દિવસ રહ્યા કરૂં છું ને આખા શરીરને ખુલ્લી હવા લાગ્યાથી મને તો આરામ જણાય છે.

દાક્તરો યુરોપી વિદ્યા અજમાવે. યુરોપિયનને તે જેટલી અનુકૂળ આવે એટલી ઇંડિયનને ન પણ આવે, એનો દાક્તરો કદી જ વિચાર કરતા નથી. વળી માણસ માણસની પ્રકૃતિમાં ફેર હોય છે, તેથી એકની એક દવા સૌને સરખી રીતે અસર ના જ કરે. માટે પણ આપણે આપણા અવલોકનનો ને અનુભવનો મુખ્ય ઉપયોગ કરવો જોઇએ.

મેં તો લગભગ પોણા બે વરસથી દવા છોડી જ દીધી છે ને હવે નહિ કરવાનો નિશ્ચય છે. દવા લેતો તેના કરતાં આજે મારૂં શરીર સારૂં છે ને ધીરે ધીરે સારૂં જ થશે, તો દવાથી કૃત્રિમ રીતે રોગ દબાય તેના કરતાં વગર દવાએ સ્વાભાવિક રીતે નાબુદ થશે.

તમારા રોગનો પુરો ઇતિહાસ લખશો તો બીજી પણ સૂચના કરવી યોગ્ય લાગશે તો કરીશ.

આ કાગળ ભાઇ • • • પણ વાંચે, એટલા માટે કે જુવાનીના જોરમાં ને મદમાં શરીર તરફ આપણે જેટલા બેદરકાર રહીએ

છીએ, તેટલુંજ વૃદ્ધાવસ્થામાં ખમવું પડે છે. જુવાનીમાં તો દાખવતું નથી, કારણ કે ચઢતે લોહીએ બધી નિર્બળતા દબાય છે. વળી આ કાગળમાં લખેલી સૂચના એટલી સર્વસામાન્ય છે કે જે જે પાળે એ બધાને જરૂર લાભ થાય.

મ્હને આરામ લેવાનું કહો છો, પણ કામ એજ મારે તો આરામ છે. કામ વિના જેલમાં પડ્યા જેવું લાગે છે. જેલમાં પણ કામ નહોતું આપ્યું, તે માગીને લીધું હતું. શરીરને ઉંઅકીને તો જવાતું નથી, પણ આખો દિવસ બેઠાં બેઠાં કંઇ ને કંઇ કર્યા કરૂં છું. દિવસે ઉંઘવાથી કફ ચઢી વાગે, તેથી સુતો પણ નથી, સુવાતું છે પણ નહિ. રાતે પણ બેઠા જ ઉંઘવાનું. ત્રણ વર્ષ થયાં પથારીમાં લાંબો થઇ સુતે. પણ બેઠાં બેઠાં ઉંઘવાનું પણ ટેવાઇ ગયું છે.

રાતે ખાંશી આવે કે તરત બેઠા થઇ જવું. બેઠાં બેઠાં ઉંઘવાની ટેવ પાડવી સારી છે. આગળ કે જ્યાં અનુકૂળ પડે ત્યાં તકીઆનો કે ખુરશીનો ને તે ઉપર ઉંશીકાનો ટેકો રાખી અઢેલીને બેસવાથી ઉંઘ આવશે ને તે ટેવ સારી છે. દર્દ ઓછું રહેશે, ખાંશી પણ ઓછી રહેશે. સુતે ખાંશી વધારે આવે છે.

ગળું સુંવાળું રાખવા મ્હોંમાં હીમજ કે પેપરમીંટ કે એવું કંઇક રાખી મમળાવ્યા જવું. તમે તંબાકુની બીડી પીઓ છો તે એકદમ છોડી દેજો. ગ્રીમોલ્ટની એસ્થમા સીગરેટ તમે ને રમણ બંને ઓળખો છો, તે પીજો એટલે કફ જલદી વછુટશે. આહાર ઉપરના અંકુશથી આજકાલ મને આરામ છે, ને તેથીજ આટલું બધું લખી શકું છું. એજ

નરસિંહભાઇ

—*—

